પ્રકાશન નં. ૩૧૪

ફર્ઝ નમાઝો પછી પઢવાની મા'ષૂર (હદીસે સૂચવેલી)
દુઆઓ અને અઝકારનો અમૂલ્ય સંગ્રહ

# નમાઝ પછી દુઆની મહત્તા

❑ હસન ભડકોદ્રવી

★ પ્રકાશન વિભાગ ★

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨.
તા. જિ. ભરૂચ (ગુજરાત)

★ *બિસ્મિલ્લાહિર્ રહમાનિર્ રહીમ* ★

# ✪ અભિપ્રાય ✪

**-મવલાના મુફ્તી ઈસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી સા. (દા. બ.)**

સદર મુફતી : દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ

શયખુલ હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન–જંબુસર

માત્ર અલ્લાહ તબારક વ તઆલાની ઝાતે આલીને જ નફા–નુકસાનની માલિક માનીને અને સર્વ શક્તિમાન સમજીને તેનાથી પોતાની દુનિયા–આખિરતની હાજતોની દુઆ કરવી એ એક ઉચ્ચતમ તવહીદી અમલ છે.

દુઆ એ અલ્લાહ તઆલાના બંદા હોવાનો સૂચક અમલ છે, તેનાથી બંદગીનો ઈઝહાર થાય છે, બલકે હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન **અદુઆઉ મુખ્ખુલ ઈબાદત** (તિર્મિઝી) મુજબ દુઆ એ તો ઈબાદતની મજ્જા અને માવો છે.

દુઆ એ અલ્લાહ તબારક વ તઆલાને ખૂબ પસંદ છે અને દુઆ ન માંગવાથી અલ્લાહ તઆલા નારાઝ થાય છે, બલકે દુઆનો ત્યાગ એ અલ્લાહ તઆલાની બંદગીથી વિમુખતા, ઘમંડ અને સરકશીની નિશાની છે.

દુઆ એ હઝરત હબીબે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સીરતનો એક મહાન અંગ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સોનેરી સુન્નત છે.

દુઆ એ રહમાનો–રહીમની રહમતો અને બરકતોનો દરવાજો ખોલવાની ચાવી છે અને અહલે ઈમાનનું હથિયાર છે, જેનાથી મુસીબતો રોકાય છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે, જેના માટે દુઆનો દરવાજો ખુલી ગયો, તેના માટે રહમતના દરવાજા ખુલી ગયાં. હઝરત અલી (રદિ.) આપ (સલ.)નો ઈર્શાદ નકલ કરે છે કે દુઆ મુઅમિનનું હથિયાર છે અને દીનનો સુતૂન છે અને આસમાનો તથા જમીનોની રોશની છે. *(મુસ્તદરક)*

ફર્ઝ અને નફલ નમાઝો પછીનો વખત દુઆની મકબૂલિય્યતનો વખત છે અને નમાઝ પછી દુઆ એ નમાઝ માટે પૂરક છે અને પોતાના દીની–દુન્યવી મકાસિદ માટે પોતાના શબ્દોમાં દુઆ કરવી ચાહે જાઈઝ છે, પરંતુ આ જ વખત માટે હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુખ મુબારકથી નીકળેલી મસનૂન દુઆમાં કબૂલ થવાની વધુ આશા, વધુ સવાબ અને સુન્નતની પેરવી છે. હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબએ કિરામ (રદિ.)ને

મસનૂન દુઆઓના શબ્દોને યાદ કરવાની અને ખાસ તે જ શબ્દોની પાબંદી કરવાની પ્રેરણા ફરમાવતા હતા.

હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.)થી નકલ છે કે હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારાથી ફરમાવ્યું કે જ્યારે તું સૂવાની જગ્યાએ પહોંચે તો નમાઝના વુઝૂ જેવું વુઝૂ કરી લે, પછી જમણી કરવટ પર સૂઈ જા અને આ દુઆ પઢ : **"અલ્લાહુમ્મ અસ્લમ્તુ વજ્હી ઇલય્ક વ ફવ્વઝતુ અમ્રી ઇલય્ક વ અલ્જઅ્તુ ઝહ્રી ઇલય્ક રગ્બતંવ્ વ રહ્બતન્ ઇલય્ક વલા મલ્જઅ વલા મન્જઅ મિન્ક ઇલ્લા ઇલય્ક. અલ્લાહુમ્મ આમન્તુ બિકિતાબિકલ્ લઝી અન્ઝલ્ત વ બિનબિય્યિકલ્ લઝી અર્સલ્ત** (અર્થાત્ : હે અલ્લાહ ! તારા સવાબના ઉત્સાહમાં અને તારા અઝાબના ડરથી મેં પોતાની ઝાત તારે હવાલે કરી દીધી અને મારું કામ તને સોંપી દીધું અને મારી પૂંઠને તારી તરફ ટેકવી દીધી (એટલે કે તારા પર ભરોસો કરી લીધો). તારાથી ભાગીને કોઈ પનાહ અને ઠેકાણું મળી શકતું નથી; પરંતુ તારી પાસે જ, હે અલ્લાહ ! હું તારી કિતાબ (કુર્આન) પર ઈમાન લાવ્યો, જે તેં ઉતારી છે અને તારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન લાવ્યો, જેઓને તેં મોકલ્યા છે.) આ દુઆ પઢયા પછી જો એ જ રાત્રે તમે વફાત પામો તો ઈસ્લામ પર વફાત પામશો અને આ દુઆ તમે એ રીતે પઢજો કે (સૂતી વખતે) એ તમારા છેલ્લા શબ્દો બની રહે.

હઝરત બરાઅ (રદિ.)એ કહ્યું કે આ દુઆ મેં [આપ

(સલ.)થી સાંભળ્યા પછી તેને યાદ કરી લેવાના હેતુથી] આપ (સલ.)ની સામે પઢીને દોહરાવી, જ્યારે હું **"આમન્તુ બિકિતાબિકલ્ લઝી અન્ઝલ્ત"** પર પહોંચ્યો તો મેં આગળ પઢતાં કહ્યું : **"વરસૂલિક"** તો આપ (સલ.)એ ફરમાવ્યું કે આ પ્રમાણે નહિ, બલકે આમ કહો **વનબિય્યિકલ્ લઝી અર્સલ્ત** (એટલે કે આ દુઆમાં મેં તમને **"વનબિય્યિક"** શબ્દ પઢવાનું કહ્યું હતું, **"વરસૂલિક"** શબ્દ પઢવાનું નથી કહ્યું).

*(બુખારી શરીફ : ૩૮, ભા. ૧)*

[શારિહીને હદીસ આ હદીસથી સાબિત થતા મસાઈલ પૈકી એક મસ્અલો આ લખે છે કે આ હદીસથી માલૂમ પડયું કે દુઆઓના જે શબ્દો હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ થયાં છે, તેમાં ફેરબદલ ન કરવામાં આવે, ચાહે બીજા શબ્દો કેટલાય દિલ પસંદ હોય, કારણ કે એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનથી નીકળેલાં શબ્દો કબૂલિય્યત અને નૂરાનિય્યતની જે અસરો ધરાવે છે તે અન્ય કોઈ ઈન્સાનના કલામમાં નથી મળી શકતી.] - ખા૨૧ *(ફઝ્લુલ બારી : ૪૨૫/૨)*

હઝરત શાહ મુહમ્મદ યાકૂબ મુજદ્દિદી (રહ.) મસનૂન દુઆની મહત્તા વિશે ફરમાવતા હતા કે દુઆઓના જે મઝામીન અલ્લાહ તઆલાએ હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તલકીન ફરમાવ્યા એથી પહેલાં તે દુઆઓની કબૂલિય્યતનો ફેંસલો ફરમાવી લીધો, જેવી રીતે કોઈ સત્તાધીશ

જ્યારે કોઈ માણસનું કોઈ કામ કરી આપવા ચાહે છે, તો અરજદારને પોતે જ અરજીનો ખાકો લખાવી આપે છે, આ માત્ર મસનૂન દુઆઓની વિશેષતા છે, બુઝુર્ગોની મનકૂલ દુઆઓ આ મસનૂન દુઆઓના મરતબાને નથી પહોંચી શકતી. બુઝુર્ગોની દુઆઓ પક્ષીની મિસાલ છે જે (ફક્ત) પોતે ઊડે છે અને કુર્આન મજીદ તથા હદીસની દુઆઓ વિમાન જેવી છે, જે સેંકડો મુસાફરોને લઈને ઊડે છે. *(સુહબતે બા–અહલે દિલ : ૭૬/૭૭)*

મસનૂન દુઆઓની ઉક્ત ફઝીલત અને મહત્તાના કારણે મુહતરમ મવલાના હસન ભડકોદ્રવી સાહેબ (ઝી. મ.) (નાઝિમ : પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ, કંથારીઆ)એ ખાસ ફર્ઝ નમાઝો પછીની મસનૂન દુઆઓ અને અઝકારને એકત્રિત કરવાના નેક હેતુથી આ દુઆઓની કિતાબ તૈયાર ફરમાવી છે, ફર્ઝ નમાઝો પછી મસનૂન દુઆઓની સુન્નત એ રોજ રોજ; બલકે દિવસમાં અનેકવાર અમલ કરવાની સુન્નત છે, માટે આ પ્રમાણે વારંવાર અમલપાત્ર સુન્નત પર અમલ માટે મસનૂન દુઆઓનો સંગ્રહ એ ખૂબ જ કિંમતી અને આદરપાત્ર સંગ્રહ છે, જે મુહતરમ મવલાના સાહેબે હદીસ અને દુઆઓની અનેક કિતાબોના અભ્યાસ પછી તૈયાર ફરમાવ્યો છે અને આ કિતાબથી રોજની અમલી જરૂરતની મખસૂસ વખતની બધી મસનૂન દુઆઓ અને વઝાઈફનું પ્રાપ્ત કરવું અને યાદ કરવું સરળ બની ગયું છે. વળી, આ અરબી મસનૂન દુઆઓનો સરળ ગુજરાતી અનુવાદ એ દુઆનો મઝમૂન સમજીને દિલથી દુઆ માંગવામાં સહાયરૂપ છે.

સાથે જ ફર્ઝ નમાઝો પછી દુઆની સુન્નત વિશે અને દુઆમાં હાથ ઉઠાવવાની સુન્નત વિશે અમુક ખાસ વિચારસરણીના લોકો તરફથી જે વાંધાઓ રજૂ કરવામાં આવે છે અને આ સુન્નતોનો ઈનકાર કરવામાં આવે છે, આ મૂલ્યવાન કિતાબમાં તે બાબત પણ વિસ્તૃત ચર્ચા કરી અહાદીસની સચોટ દલીલોથી આ સુન્નતોની સાબિતી વર્ણન કરવામાં આવી છે. જે આ વિષય સંબંધી ગલતફહમી (ગેરસમજ) દૂર કરવા અને ગલતફહમીથી દૂર રાખવા માટે ખૂબ ઉપયોગી ચર્ચા છે અને ફર્ઝ નમાઝો બાદ દુઆને લગતા અમુક જરૂરી ખુલાસાઓ પણ રજૂ કરવામાં આવ્યાં છે. અલ્લાહ તબારક વ તઆલા આ કિતાબના સંપાદક મુહતરમ મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદ્રવી સાહેબ (ઝી. મ.)ની આ ઉપયોગી મહેનતને કબૂલ ફરમાવે તથા દારૈનમાં જઝાએ ખૈર અતા ફરમાવે અને મુસ્લિમ બિરાદરોને આ કિતાબ અને તેમાં જમા કરેલી દુઆઓની કદર કરવાની, તે મુજબ અમલ કરવાની અને તેને પાબંદી સાથે પઢવાની તૌફીક અતા ફરમાવે, આમીન !

*અહકર,*

*ખાદિમ ઈફતા દારુલ ઉલૂમ, કંથારીઆ*

*ખાદિમ હદીસ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર*

*૭, રબી. આખર ૧૪૨૧ – ૧૦/૭/૨૦૦૦*

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# ★ પ્રસ્તાવના ★

દુઆની કબૂલિય્યતના સિલસિલામાં સમય, સ્થળ, પ્રસંગ અને અવસરની રિઆયત ખાસ અહમિયત ધરાવે છે. આ જ કારણે અહાદીસમાં દુઆના આદાબ (શિષ્ટાચાર)ની સાથોસાથ વિવિધ સમય, પ્રસંગો અને સ્થળોનું પણ વર્ણન થયેલું છે, કારણ કે એ પ્રસંગે અલ્લાહ તઆલાની વિશેષ રહમત અને તવજ્જુહ (કૃપાદષ્ટિ) પોતાના બંદાઓ તરફ રહેતી હોય છે. સહાબએ કિરામ (રદિ.) આવા પ્રસંગોની તલાશમાં રહ્યા કરતા હતા અને હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ સંદર્ભમાં પૂછતા રહેતા હતા.

હઝરત અબૂ ઉમામહ બાહિલી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરવામાં આવી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કયા (સમયની) દુઆ એવી છે, જે સઘળી દુઆઓથી વધુ કબૂલપાત્ર છે ? ફરમાવ્યું : જે રાતના અંતિમ પહોરમાં અને ફર્ઝ નમાઝો

પછી કરવામાં આવે છે (તે દુઆ સૌ દુઆઓથી અધિક કબૂલપાત્ર હોય છે). *(મિશ્કાત, તિરમિઝી : ૨/૧૮૮)*

આ હદીસ શરીફથી સ્પષ્ટ થયું કે ફર્ઝ નમાઝો પછી દુઆ કબૂલ થવાનો ખાસ સમય હોય છે.

''ઈઅ્લાઉસ્સુનન'' (૩/૧૬૫)માં છે :

''.......ઈઝા ફરગ્ત ફ–સલ્લિમ્ વઈઅ્ યદયૂક બઅ્દહા સાઈલન્ હા–જતક''

[***અર્થ*** **:** જ્યારે તમે નમાઝના આ'માલથી ફારિગ થઈ જાઓ તો સલામ ફેરવી દો અને ત્યાર બાદ પોતાની હાજતો માટે દુઆ માંગો.]

ફર્ઝ નમાઝોની સલામ ફેરવ્યા પછી દુઆ માંગવાનું એક સબળ કારણ આ પણ છે કે નમાઝ એક મહત્ત્વંત ફરીઝહ અને ઈબાદત તથા બંદગીનો એક ઉચ્ચ નમૂનો અને દ્યોતક (મઝહર) છે. આ કારણે અલ્લાહ તઆલાની ખુસૂસી રહમત બંદાઓ તરફ મુતવજ્જેહ રહે છે અને એ સમયે જે દુઆ કરવામાં આવે છે, તે કબૂલ થાય છે. એ જ કારણે હદીસ શરીફમાં નમાઝ પછી દુઆ કરવાની ઘણી પ્રેરણા આપવામાં આવી છે અને જે નમાઝ પછી દુઆ કરવામાં ન આવે, તેને અધૂરી લેખવામાં આવી છે. હદીસ શરીફમાં છે :

''હઝરત મુત્તલિબ ઈબ્ને અબી વદાઅહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ ફરમાવ્યું : (નફલ) નમાઝ બે-બે રકાત છે. પ્રત્યેક બે રકાતમાં તશહ્હુદ પઢે અને ખુશૂઅ-ખુઝૂઅ તથા નમ્રતા સાથે બંને હાથ ઉઠાવે અને કહે : હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ. જે આવું ન કરે, તો તે અધૂરો છે." *(અબૂ દાઉદ, ઈબ્ને માજહ)*

જે નફલ નમાઝ પછી દુઆ ન હોય, તેને અધૂરી કહેવામાં આવી છે. જ્યારે નફલ નમાઝ પછી દુઆની આ અહમિયત કે અગત્ય છે, તો ફરાઈઝ પછી તો ઉત્તમ રીતે એની અહમિયત પ્રસ્થાપિત અને પ્રતિપાદિત થઈ જશે, કારણ કે આ હદીસમાં વર્ણવાયેલ ખુશૂઅ-ખુઝૂઅ જેવી રીતે નફલ નમાઝોમાં ઈચ્છનીય છે, એનાથી વધુ ફર્ઝ નમાઝોમાં ઈચ્છનીય છે અને જ્યારે ખુશૂઅ-ખુઝૂઅ દરેક નમાઝમાં ઈચ્છનીય છે, તો દુઆ પણ દરેક નમાઝ પછી ઈચ્છનીય, આવકારપાત્ર અને પસંદનીય લેખાશે.

તદુપરાંત, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ફર્ઝ નમાઝની સલામ ફેરવ્યા પછી પઢવાની ઘણી દુઆઓ સહીહ અને સ્પષ્ટ હદીસોથી સાબિત છે (જેમનું વિસ્તૃત વર્ણન આગામી પૃષ્ઠોમાં કરાયું છે). સલામ ફેરવ્યા પછી પઢવાની દુઆઓ વિશેની આ અહાદીસથી સારી પેઠે અનુમાન કરી શકાય છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પછી દુઆ કરવાનો કેટલો બધો પ્રબંધ (ઈહતિમામ) ફરમાવતા હતા અને કેવા પ્યારા, ન્યારા, અદકેરા અને અનેરા અંદાઝમાં આપે (સલ.) સહાબએ કિરામ (રદિ.)ને

અને એમના માધ્યમથી (વાસ્તાથી) સમગ્ર ઉમ્મતને નમાઝ પછી દુઆની પ્રેરણા અને તાલીમ આપી છે—તાકીદ ફરમાવી છે.

સારાંશ કે ફર્ઝ નમાઝની સલામ ફેરવ્યા પછી દુઆ ઘણી પસંદનીય બાબત છે, જેથી ફર્ઝ નમાઝની સલામ ફેરવ્યા પછી ખૂબ એકાગ્રતાપૂર્વક અને કાકલૂદીપૂર્વક મા'ષૂર દુઆઓ પઢવાનો પ્રબંધ કરવો જોઈએ.



એક વાત ખાસ લક્ષે રાખવી જરૂરી છે કે નમાઝની સલામ પછી પઢવાની જેટલી દુઆઓ મન્કૂલ છે, તે બધી જ એક સાથે, એક સામટી, એક સમયે, એક પ્રસંગે પઢવી ફર્ઝ કે જરૂરી નથી. એ દુઆઓ પૈકી બધી જ દુઆઓ કે અમુક દુઆઓ અથવા કોઈ એક દુઆ પઢવી મુસ્તહબ છે. કોઈપણ વ્યક્તિ સમયની ગુંજાઈશ અને પોતાની રુચિ અનુસાર ચાહે તે દુઆ અને ચાહે તેટલી દુઆઓ પઢી શકે છે. આ પ્રકારની દુઆઓ અને વઝાઈફમાં કશી પાબંદી અને હદબંદી નથી.

વિદ્વાન આલિમે દીન હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સા. (રહ.)એ લખેલી એક ચોખવટ પણ નોંધનીય, મનનીય અને લક્ષપાત્ર છે. ફરમાવે છે :

> "સલામ પછી ઝિક્ર અને દુઆ વિશે જે હદીસો અગાઉ બયાન થઈ છે, એનાથી આ વાત તો સ્પષ્ટ થઈ ચૂકી છે કે નમાઝના ખાતિમહ (અંત) પર અર્થાત્ સલામ

પછી ઝિક્ર અને દુઆ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અમલી અને તાલીમી બન્ને રીતે સાબિત છે અને એના ઇનકારની ગુંજાઇશ નથી; પરંતુ આ જે રિવાજ પડી ગયો છે કે સલામ ફેરવ્યા પછી દુઆમાં પણ મુક્તદી નમાઝની માફક જ ઇમામની પેરવી કરે છે, અહિંયા સુધી કે જો કોઈને જલ્દી જવાની જરૂરત ઊભી થાય તો પણ ઈમામથી પહેલાં એના ઊઠી જવાને બુરું સમજવામાં આવે છે. આ બિલકુલ પાયાહીન વાત છે; બલકે કાબિલે ઇસ્લાહ કે સુધારણાને પાત્ર બાબત છે. ઇમામત અને ઇક્તિદા (પેરવી)નો સંબંધ સલામ ફેરવવા પર ખતમ થઈ જાય છે. આ કારણે સલામ પછી દુઆમાં ઇમામની પેરવી અને પાબંદી જરૂરી નથી. ચાહે તો ટૂંકી દુઆ કરીને ઇમામથી પહેલાં ઊઠી જાય અને ચાહે તો પોતાના ઝોક અને કૈફ અનુસાર મોડે સુધી દુઆ કરતો રહે." *(મઆરિફુલ હદીસ : ૩/૩૧૮)*

નિષ્કર્ષ આ કે એક મુસ્તહબ અને નફલી ઇબાદતને ફર્ઝ કે વાજિબનો દરજ્જો આપવો ન જોઈએ અને મુસ્તહબ ચીજોને છોડનાર વ્યક્તિની રોકટોક, મલામત અને નિંદા ન કરવી જોઈએ. અલબત્ત, દુઆને ગૌણ અને મામૂલી વસ્તુ પણ સમજવી ન જોઈએ. જો સંજોગવશ ઇમામ સાહેબની લાંબી દુઆમાં શરીક ન રહી શકાય, તો પોતે ટૂંકી દુઆ પણ કરી જ લેવી જોઈએ.



ઉલ્લેખનીય છે કે આ કિતાબમાં દર્શાવાયેલી દુઆઓ અથવા વઝાઈફ ફર્ઝ નમાઝ પછી તરત–તત્કાળ પઢવામાં આવતાં હતાં. કિતાબમાં આ સંદર્ભમાં વર્ણવાયેલી અહાદીસથી તમને આ બાબતનો સારી પેઠે અંદાજો થઈ જશે, કારણ કે આ રિવાયતોમાં સામાન્યપણે આ શબ્દો પ્રયોગાયાં છે : "ઈઝા સલ્લ–મ" (આપ સલ. જ્યારે સલામ ફેરવતા), "ઈઝન્સર–ફ" (જ્યારે નમાઝથી ફારિગ થતા યા જ્યારે નમાઝથી મુખ ફેરવતા....), "દુબુરસ્સલાતિ" (નમાઝ પછી).*

---

** આ કિતાબમાં ટાંકેલી લગભગ બધી જ હદીસો અને વઝાઈફથી અમારા આ મંતવ્યને પુષ્ટિ મળે છે. છતાં હદીસમાં આવેલાં આ પ્રકારનાં વિશિષ્ટ અને દલીલરૂપ શબ્દોના નિદર્શન માટે અત્રે અમુક હદીસો અક્ષરશ: અને શબ્દશ: ટાંકું છું :*

*(૧) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દરેક નમાઝ પછી આ દુઆ કરતા હતા [યદ્ઊ બિહિન્ન દુબુ–ર કુલ્લિ સલાતિન]. (સંપૂર્ણ હદીસ માટે જુઓ ક્રમાંક : ૭)*

*(૨) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે નમાઝથી ફારિગ થતા તો ત્રણવાર ઈસ્તિગફાર પઢતા અને ત્યાર બાદ આ દુઆ પઢતા [ઈઝન્સ–ર–ફ મિન સલાતિહી ઈસ્તગ્ફ–ર ષલાષન્ વ કા–લ....]. (જુઓ ક્રમાંક : ૨)*

*(૩) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ ફેરવ્યા પછી, નમાઝના ખતમ પર આ શબ્દો કહ્યા કરતા હતા [ઈઝા સલ્લ–મ ફી દુબુરિસ્સલાતિ અવિસ્સ–લવાતિ....] (જુઓ વઝાઈફમાં ક્રમાંક : ૪)*

*જો વાંધારૂપે કહેવામાં આવે કે "દુબુર"નો અર્થ નમાઝનો અંતિમ ભાગ (તશહ્હુદ પછીનો ભાગ) છે. મતલબ કે આ દુઆઓ નમાઝની અંદર–નમાઝના અંતભાગમાં પઢવામાં આવશે, નમાઝ (સલામ) પછી નહિ, તો જવાબરૂપે કહી શકાય છે કે અમુક અઝકાર [સુબ્હાનલ્લાહ–અલ્હમ્દુ લિલ્લાહ–અલ્લાહુ અકબર, આયતુલ કુર્સી વગેરે] વિશે "દુબુ–ર કુલ્લિ સલાતિન" (દરેક નમાઝ પછી) પઢવાનો જ હુકમ છે અને ત્યાં સર્વાનુમતે નમાઝ પછી જ પઢવાનું મુરાદ છે, કારણ કે આ તસ્બીહાત અને આયતુલ કુર્સી વગેરે નમાઝમાં તો પઢાતાં જ નથી. એ જ રીતે આ દુઆઓ વિશે પણ એવું જ કહેવાશે કે એમને નમાઝ પછી પઢવામાં આવે.*

અલબત્ત, નમાઝમાં, તશહ્હુદ તથા દુરૂદ પછી અને સલામથી પહેલાં–નમાઝના અંતભાગમાં પણ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી દુઆઓ મન્કૂલ છે; પરંતુ નમાઝમાં પઢાતી દુઆઓ માટે સામાન્યરૂપે અહાદીસની કિતાબોમાં અલગ પ્રકારના આ પ્રમાણેના શબ્દો જોવા મળે છે : "ફિસ્સલાતિ" (નમાઝની અંદર), "બય્નત્તશહ્હુદિ વ ત્તસ્લીમ" (તશહહુદ અને સલામ દરમિયાન).*

વિચારનીય અને ધ્યાનાકર્ષક બાબત એ છે કે નમાઝની અંદર (સલામ પહેલાં) અને નમાઝ પછી (સલામ બાદ–નમાઝના ખતમ પર) પઢવાની દુઆઓ માટે જે શબ્દો પ્રયોગાયાં છે, તે એકમેકથી ભિન્ન ભિન્ન છે અને બિલકુલ સ્પષ્ટ પણ છે, જેના આધારે નમાઝની અંદર અને નમાઝ પછી પઢવાની દુઆઓમાં સારી પેઠે અને સરળ તાપૂર્વક ભેદરેખા દોરી શકાય છે–ફરક કરી શકાય છે, કે ફલાણી દુઆઓ નમાઝમાં પઢવાની છે અને ફલાણી દુઆઓ નમાઝ પછી પઢવાની છે. આમ, કશો ગૂંચવાડો અને મૂંઝારો બાકી રહેતો નથી.

---

**કેટલીક હદીસો :*

*(૧) હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.) નમાઝમાં આ દુઆ પઢતા હતા [અન્નન્નબિય્ય સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કા–ન યદ્ઊ ફિસ્સલાતિ].*

***(૨) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝના અંતે તશહહુદ અને સલામ દરમિયાન આ દુઆ પઢયા કરતા [યકૂનુ મિન આખિરિ મા યકૂલુ બય્નત્તશહ્હુદિ વત્તસ્લીમ].***

***(૩) હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.) ફરમાવે છે કે મેં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી : મને એવી દુઆ શિખવાડી દો, જેને હું નમાઝમાં પઢયા કરું [અલ્લિમ્ની દુઆઅન્ અદ્ઊ બિહી ફી સલાતી].***

***બુખારી અને મુસ્લિમમાં આ રિવાયતો આવેલી છે.***

એ જ કારણ છે કે હઝરત ઈમામ બુખારી (રહ.)એ બન્ને પ્રકારની દુઆઓ માટે અલગ અલગ શીર્ષકો બાંધ્યાં છે : ''બાબુદુઆઇ ફિસ્સલાતિ'' (નમાઝની અંદર પઢવાની દુઆઓ વિશેનું પ્રકરણ). પછી તરત બીજું શીર્ષક ટાંક્યું છે : ''બાબુદુઆઇ બા'દસ્સલાતિ'' (નમાઝ પછી પઢવાની દુઆઓ વિશેનું પ્રકરણ).

*(બુખારી : ૧/૯૩૬–૩૭)*

બુખારી શરીફના વિવરણકર્તા અલ્લામહ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) કહે છે કે ઈમામ બુખારી (રહ.) આ શીર્ષકો કાયમ કરીને તે લોકોનો રદિયો કરવા ચાહે છે, જે નમાઝ પછી દુઆ કરવામાં માનતા નથી. *(ફત્હુલ બારી : ૧/૧૧૧)*

ઈમામ અબૂ દાઉદ અને ઈમામ નસાંઈ (રહિ–મહુમલ્લાહ)એ બાંધેલાં મથાળાં પણ ઘણાં સૂચક છે : ''મા યકૂલુર્રજુલુ ઈઝા સલ્લ–મ'' (સલામ પછી માનવી શું પઢે ?).....''નવ્ઉન્ આખરુમ્ મિનઝ્ ઝિક્રિ વ દુઆ'' (સલામ પછી ઝિક્ર અને દુઆ). આ બંને મહાનુભાવોએ ઉપર્યુક્ત શીર્ષકો હેઠળ એવી દુઆઓનું જ વર્ણન કર્યું છે, જે સલામ પછી – નમાઝ બાદ તરત – વિના વિલંબે પઢવાની છે.

સારાંશ કે નમાઝ પછી પઢવાની દુઆઓ અને અઝકાર તથા અવરાદ વિશે અહાદીસમાં આવેલાં જાહેરી શબ્દો અને સંદર્ભો આ જ સૂચવે છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ ફેરવ્યા પછી તરત જ આ દુઆઓ અને ઝિક્રના કલિમાત પઢતા હતા તથા પોતાના સહાબએ કિરામ (રદિ.)ને

પણ એની તલકીન, તરગીબ અને તાલીમ ફરમાવતા હતા.



હઝરત આઈશા (રદિ.)ની એક રિવાયતથી જાહેરી રીતે એવું સ્પષ્ટ થાય છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ ફેરવ્યા પછી આ (નિમ્ન લિખિત) ટૂંકી દુઆ પઢી શકાય એટલી વાર જ બેઠતા હતા અને એના પછી તરત ઊઠી જતા હતા :

"અલ્લાહુમ્મ અન્તસ્સલામ, વ મિન્કસ્સલામ, તબારક્ત યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ." *(મુસ્લિમ)*

પરંતુ આ કિતાબમાં વર્ણવાયેલી હદીસોથી આપને વિદિત થશે કે આપ (સલ.) સલામ પછી આ દુઆ સિવાય પણ બીજી વિવિધ દુઆઓ અને ઝિક્રના અનેકવિધ કલિમાત પઢતા હતા તથા બીજાઓને એની તાલીમ અને તરગીબ પણ આપતા હતા.

હઝરત શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.) હદીસની સુલભ કિતાબોમાં નકલ થયેલી સલામ પછી પઢવાની મા'થૂર દુઆઓનું વર્ણન કર્યા પછી ફરમાવે છે :

> "બેહતર આ છે કે આ દુઆઓ અને ઝિક્રે ઈલાહીના આ કલિમાત (સલામ ફેરવ્યા પછી તરત) બાદમાં પઢાતી સુન્નતો પહેલાં જ પઢવામાં આવે, કારણ કે આ સિલસિલાની અમુક હદીસોમાં તો એની બિલકુલ સ્પષ્ટતા અને વિવરણ છે......અને અમુક હદીસોના શબ્દોનો જાહેરી તકાઝો આ જ છે.....હવે રહી હઝરત આઈશા

3

(રદિ.)ની આ રિવાયત કે "નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ ફેરવ્યા પછી માત્ર અલ્લાહુમ્મ અન્તસ્સલામ....(અંત સુધી) કહી શકાય એટલો સમય જ બેસતા હતા." –તો એનાં અનેક સ્પષ્ટીકરણો કરી શકાય છે. દષ્ટાંતરૂપે કહી શકાય છે કે હઝરત સિદ્દીકહ (રદિ.)નો મતલબ આ હોય કે સલામ ફેરવ્યા પછી આપ (સલ.) નમાઝની હયઅત પર (નમાઝ આકારે) માત્ર આટલી વાર જ બેઠતા હતા, ત્યાર બાદ બેઠક બદલી નાખતા હતા અને જમણી કે ડાબી તરફ (હદીસોના વિવરણ અનુસાર મોટાભાગે જમણી તરફ) યા મુક્તદીઓ તરફ મુખ કરી બેસી જતા હતા (જેમ કે આપનો આ મામૂલ અમુક રિવાયતોથી પણ જાણવા મળે છે)*.......અને આ પણ કહી શકાય છે કે હઝરત

---

*હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ બયાન કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પછી અમારી તરફ મુખ કરી લેતા હતા [કાનન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈઝા સલ્લા સલાતન્ અક્બ–લ્ અલય્ના બિવજ્હિહી].

(તહઝીબુત્તહ્ઝીબ : ૫/૪૩)

અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) લખે છે :

"જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝથી ફારિગ થઈ જતા, તો ત્રણવાર અલ્લાહ તઆલાથી મગફિરત તલબ કરતા, અર્થાત્ ઈસ્તિગફાર પઢતા અને આ દુઆ પઢતા : અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ. અને આ દુઆ પઢી શકાય એટલીવાર જ કિબ્લારુખ બેસતા. ત્યાર બાદ જલદી મુક્તદીઓ તરફ મુખ કરી લેતા. કદી જમણી તરફ મુખ કરતા અને કદી ડાબી તરફ".

(બુખારી : ૧/૧૧૭)

મુક્તદીઓ તરફ મુખ કર્યા પછી મા'સૂર દુઆઓમાંથી પઢયા કરતા હતા. જેમ કે મુસ્લિમ શરીફની એક રિવાયત (જુઓ ક્રમાંક : ૫) આ વાતનું સમર્થન કરે છે.

સિદ્દીકહ (રદિ.)ના કથનનો ભાવાર્થ આ નથી કે આપ (સલ.) હંમેશા આવું જ કરતા હતા, બલકે મતલબ આ છે કે કદી કદી એવું પણ થતું હતું કે આપ (સલ.) સલામ ફેરવ્યા પછી માત્ર અલ્લાહુમ્મ અન્તસ્સલામ....(અંત સુધી) પઢીને ઊઠી જતા હતા અને આપ (સલ.) આવું કદાચ આ કારણે કરતા હતા કે લોકોને આપના અમલથી પણ જાણવા મળી જાય કે સલામ પછી આ દુઆઓ અને ઝિક્રના આ કલિમાતનું પઢવું ફર્ઝ યા વાજિબ નથી; બલકે એનો દરજ્જો એક મુસ્તહબ અને નફલી ઈબાદતનો છે.''*

*(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ : ૨/૧૨, મઆરિફુલ હદીસ : ૩/૩૧૮)*

આ સ્પષ્ટીકરણ અને અર્થઘટન પછી સલામ પછી દુઆ વિશેની હદીસોમાં અને હઝરત આઈશા (રદિ.)ની ઉપર્યુક્ત હદીસમાં કશો વિરોધાભાસ રહેવા પામતો નથી અને બંને પ્રકારની હદીસો પર અમલ થઈ જાય છે. જ્યારે નમાઝ પછી દુઆનો સદંતર ઈનકાર કરવાને કારણે તો ઘણી સહીહ અને સ્પષ્ટ હદીસોને છોડવાની નોબત આવે છે.



એમ તો દુઆ કોઈ પણ ભાષામાં કરી શકાય છે; પરંતુ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનેથી

---

*હઝરત આઈશા (રદિ.)ની મજકૂર હદીસના રિવાયતકર્તાઓ પર 'કલામ' પણ કરવામાં આવ્યુ છે; પરંતુ સામાન્ય જનસમુદાય માટે એની ચર્ચા નિઃરસ અને કંટાળાજનક સાબિત થવાની બીકે એને પડતી મૂકી છે.

નીકળેલી દુઆઓ એક ખાસ તાસીર, બરકત, ખુસૂસિયત અને ફૈઝ ધરાવે છે, કારણ કે આ દુઆઓ ખૂદ અલ્લાહ તઆલાએ આપ (સલ.)ને ઈલહામ ફરમાવી છે. તદુપરાંત, એ દુઆઓ પઢવામાં સુન્નતે નબવીની પેરવીનું સૌભાગ્ય પણ સાંપડે છે અને દિલ પર ઈત્તિબાએ સુન્નતની અસર પણ પ્રગટ થાય છે તથા એના પઠનમાં એક રૂહાની કૈફ અને લુત્ફ પણ મળે છે. વળી, આપે (સલ.) માંગેલી દુઆઓ અને પઢેલાં અઝકાર કે વઝાઈફ બારગાહે ઈલાહીમાં કબૂલિય્યતનું ગૌરવ પણ પ્રાપ્ત કરી ચૂક્યાં છે. કુર્આન અને હદીસમાં આવેલી દુઆઓ અર્થપૂર્ણ છે, હિકમતસભર છે, સારગર્ભિત છે, સર્વોત્તમ છે, મુનાજાતની શાહકાર છે. આ દુઆઓની આથી મોટી ફઝીલત બીજી કઈ હોઈ શકે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે આ દુઆઓ માંગ્યા કરતા હતા અને પોતાના સહાબએ કિરામ (રદિ.)ને એ દુઆઓ માંગવાની તાલીમ, તરગીબ, તાકીદ તથા તલકીન ફરમાવતા રહેતા હતા. હઝરત મવલાના મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સા. (મ. ઝિ.) લખે છે :

> ''અલ્લાહ તઆલાએ દુઆ માંગવા માટે કોઈ ખાસ શબ્દો નિયુક્ત ફરમાવ્યા નથી; બલકે દરેક માનવીને આ સહૂલત અતા ફરમાવી છે કે તે પોતાની દરેક જાઈઝ હાજતને પોતાના પરવરદિગારથી, પોતાની ભાષા અને પોતાની શૈલીમાં માંગી શકે છે. એના માટે કોઈ ખાસ શબ્દો નિયુક્ત નથી અને કોઈ ખાસ સમય પણ નિયુક્ત

નથી; બલકે સ્વજાતને પુકારવાનું અલ્લાહ તઆલાએ એટલું આસાન કરી દીધું છે કે બંદો ચાહે ત્યારે ડાયરેક્ટ પોતાની જરૂરત અલ્લાહ તઆલાની સામે પોતાના શબ્દોમાં રજૂ કરી શકે છે; પરંતુ દરેક ઈન્સાનને માંગવાની રીતભાત પણ આવડતી નથી અને બહુધા આ ખ્યાલ રહ્યા કરે છે કે અલ્લાહ તઆલાથી શું શું ચીજો માંગવી જોઈએ ?"

"જેથી કુર્આન અને હદીસમાં દીન અને દુનિયાના દરેક મકસદ માટે બેહતરીન દુઆઓ પોતે જ શિખવાડી દીધી છે, જેથી ઈન્સાન વખતોવખત એ દુઆઓ માંગીને પોતાની સલાહ અને ફલાહ (આત્મશુદ્ધિ અને કામિયાબી)નો સામાન કરી શકે. જે વાતો આ દુઆઓમાં માંગવામાં આવી છે, એ તો મહાન અને ઉચ્ચ છે જ; પરંતુ જે શબ્દોમાં એ માંગવામાં આવી છે, એમાં સ્વયં ઘણી તાસીર અને અતિ નૂર છે. તદુપરાંત, અનુભવ આ છે કે આ દુઆઓનો પુષ્કળ વિર્દ રાખવાથી ઈન્સાન રૂહાની તરક્કીનાં સોપાન એટલી ઝડપે સર કરે છે કે મોટા મોટા મુજાહદાઓ અને રિયાઝતો (તપસ્યાઓ)થી એવો ફાયદો પ્રાપ્ત થઈ શકતો નથી." *(પુરનૂર દુઆએં : ૩/૪)*

આ જ કારણે યથાશક્તિ, યથા સંભવ અને યથા તવફીક મા'ષૂર (હદીસે સૂચવેલી) દુઆઓ પઢવાની આદત કેળવવી

જોઈએ. થોડોક કષ્ટ વેઠીનેય અને કોશિશ કરીનેય આવી દુઆઓ મોઢે યાદ કરવાની અને એનો મતલબ પણ દિમાગમાં બેસાડવાની તસદી લેવી જોઈએ. આ કોઈ મહા મુશ્કેલ વાત નથી. થોડુંક ધ્યાન આપવાથી થોડા સમયમાં આ કામ થઈ શકે છે. ઘણી મહરૂમી, બદકિસ્મતી અને બેકદ્રીની વાત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અર્પણ કરેલાં આ મોંઘેરા રત્નોથી આપણે મહરૂમ રહીએ. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તાલીમ ફરમાવેલી એક એક દુઆ દુનિયા અને દુનિયામાં રહેલી સઘળી ચીજોથી કિંમતી છે.



દુઆ અને વઝાઈફના વિષય પર અનેક કિતાબો પ્રગટ થઈ ચૂકી છે. ખૂદ આ અહકરે પણ દુઆ અને વઝાઈફના વિષય પર, અલ્હમ્દુ લિલ્લાહ, અનેક કિતાબો લખી છે યા અનૂદિત કરી છે; પરંતુ એ કિતાબોમાં એવી બહુવિધ અને વિભિન્ન દુઆઓ લખવામાં આવી છે, જે જિંદગીની આમ હાલતો, વિવિધ સંજોગો, વિવિધ પ્રસંગો, વિભિન્ન સ્થળો, વિવિધ સમય–વિવિધ દેશકાળ અને અનેકવિધ હાજતોથી સંબંધિત છે. જ્યારે નજર સમક્ષની કિતાબ ***''નમાઝ પછી દુઆની મહત્તા''***માં માત્ર ફર્ઝ નમાઝોની સલામ ફેરવ્યા પછી પઢવાની મા'થૂર દુઆઓ અને વઝીફાઓ સંગૃહીત કરાયાં છે. મતલબ કે આ કિતાબમાં ટાંકેલી દુઆઓ એક ખાસ વિષય, સમય અને પ્રસંગને જ સ્પર્શે છે. કિતાબની આ એક આગવી વિશેષતા અને લાક્ષણિકતા છે.

કિતાબમાં પરિશિષ્ટરૂપે, આનુષાંગિક (ઝિમ્ની) રીતે

દુઆમાં હાથ ઉઠાવવાના મહિમા અને સુબૂત વિશે પણ વિશદ અને દલીલબદ્ધ ચર્ચા કરવામાં આવી છે.

બુઝુર્ગોની આધારભૂત કિતાબોના આધારે થાગડથીંગડ કરી આ કિતાબ તૈયાર કરી છે. આવી રૂહપોષક, અમલપ્રેરક અને ઈમાનવર્ધક કિતાબ લખવાની સઆદત તથા તવફીક મળવા બદલ અલ્લાહ તઆલાનો અપાર શુક્ર અદા કરું છું અને આનંદની લાગણી અનુભવું છું : અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બિનિઅ્મતિહી તતિમ્મુસ્સાલિહાત.

હસ્તપ્રત કાળજીપૂર્વક જોઈ જવા બદલ અને કિતાબને પોતાનો મૂલ્યવાન અભિપ્રાય લખી આપવા બદલ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી સા. (મ. ઝિ.)નો ઉપકૃત છું.

અલ્લાહ તઆલા મારી આ નમ્ર કોશિશને પોતાની બારગાહમાં શર્ફે કબૂલ અતા ફરમાવે, એવી દુઆ અને વાંચકોને દુઆ કરવાની વિનંતી સાથે વિરમું છું. વબિલ્લાહિત્તવ્ફીક.

*અહકર,*

**હસન ભડકોદ્રવી**

*પ્રકાશન વિભાગ :*

*દારુલ ઉલૂમ ભરૂચ,*

*કંથારીઆ, ડિ. ભરૂચ.*

*૩, રમઝાન*
*૧૪૨૦*
*૧૨, ડિસે.*
*૧૯૯૯*

  

# નમાઝ પછી દુઆની મહત્ત્વ

## સલામ ફેરવ્યા પછી પઢવાની દુઆઓ



ફર્ઝ નમાઝની સલામ ફેરવ્યા પછી કોઈ વાત કરતાં પહેલાં માથે–પેશાની પર જમણો હાથ મૂકીને આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ
الرَّحْمٰنُ الرَّحِیْمُ ط اَللّٰهُمَّ اَذْهِبْ
عَنِّی الْهَمَّ وَالْحُزْنَ ط

બિસ્મિલ્લાહિલ્લઝી લા ઈલા–હ ઈલ્લા
હુવર્રહ્‌માનુર્રહીમ, અલ્લાહુમ્મ અઝ્‌હિબ્‌
અન્નિલ્‌ હમ્મ વલ્હુઝ્‌ન.

[***અર્થ*** : અલ્લાહ તઆલાના નામથી મેં નમાઝ પૂરી કરી, જેના સિવાય બીજો કોઈ મા'બૂદ નથી (અને) જે મહા દયાળુ તથા કૃપાળુ છે. હે અલ્લાહ ! તું મારી ફિકરચિંતા અને રંજગમને દૂર કરી દે.]

*(હિસ્ને હસીન, બઝઝાર, તબરાની)*




મજકૂર દુઆ પઢયા પછી ત્રણવાર ઈસ્તિગફાર કરે :

اَسْتَغْفِرُاللّٰهَ ط

અસ્તગ્ફિરુલ્લાહ

[***અર્થ*** : હું અલ્લાહ તઆલાથી મગફિરત તલબ કરું છું.]

*(મુસ્લિમ)*

—અને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ

تَبَارَكْتَ يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ ط*

અલ્લાહુમ્મ અન્તસ્સલામુ, વ મિન્કસ્સલામુ,

તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ ઈક્રામ.(*)

---

*(*)સામાન્ય લોકો (બલકે અમુક ઈમામો સુધ્ધાં) મજકૂર દુઆમાં "વ મિન્કસ્સલામ" પછી જે આ વધારો કે ઉમેરો કરે છે : "વ ઈલયૂક યર્જિઉસ્સલામુ ફ–હય્યિના રબ્બના બિસ્સલામિ વ અદ્ખિલ્નલ્ જન્ન–ત દારસ્સલામ" –હદીસવેત્તાઓના વિવરણ અનુસાર આ વધારો પાછળથી કરાયો છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ સાબિત નથી. વલ્લાહુ અઅ્લમ. (મઆરિફુલ હદીસ : ૩/૩૧૨)*

*એ જ પ્રમાણે આ પ્રસંગની દુઆમાં આ વધારો પણ કપોળ કલ્પિત યા ઉપજાવી કાઢેલો જણાય છે, અભ્યાસ હેઠળના સંદર્ભ ગ્રંથોમાં મારી ટૂંકી દષ્ટિ તળે એ પસાર થયો નથી : "સમિઅ્ના વ અ–તઅ્ના ગુફ્રાન–ક રબ્બના વ ઈલયૂકલ મસીર...."*

[*અર્થ* : હે અલ્લાહ ! તું હંમેશા સલામત રહેવાવાળો છે અને તારા તરફથી જ દરેકને સલામતી મળી શકે છે. હે બુઝુર્ગી અને અઝમતવાળી ઝાત ! તું બહુ બરકતવંત છે.]

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે પોતાની નમાઝથી સલામ ફેરવીને મુખ ફેરવતા તો ત્રણવાર **"અસ્તગ્ફિરુલ્લાહ"** પઢતા હતા અને ત્યાર બાદ મજકૂર દુઆ પઢતા હતા. *(મુસ્લિમ)*



મજકૂર દુઆઓ ઉપરાંત, ફર્ઝ નમાઝોની સલામ ફેરવ્યા પછી પઢવાની અન્ય વિવિધ દુઆઓ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત છે, જે અત્રે પ્રસ્તુત છે. આ દુઆઓ પૈકી બધી જ દુઆઓ અથવા તેમાંથી અનેક કે કોઈ એક દુઆ પઢી લેવી.

હઝરત મુગીરહ ઈબ્ને શુઅબહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝથી ફરાગત અને સલામ બાદ આ શબ્દો ફરમાવતા હતા :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى
كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط اَللّٰهُمَّ لَا مَانِعَ

لِمَآ اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ
وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ ؕ

લા ઈલા–હ ઈલ્લલ્લાહુ, વહ્દહૂ લા શરી–ક લહૂ,
લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ, વ હુ–વ અલા
કુલ્લિ શયઈન્ કદીર. અલ્લાહુમ્મ લા માનિ–અ
લિમા અઅ્તય્ત વલા મુઅ્તિ–ય લિમા મનઅ્ત
વ લા યન્ફઉ ઝલ્જદ્દિ મિન્કલ્ જદ.

[***અર્થ*** : અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ (ઉપાસ્ય) નથી, તે એકલો જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, એના જ માટે સલ્તનત છે અને એના જ માટે સઘળાં વખાણ છે અને તે દરેક ચીજ કરવા શક્તિમાન છે. હે અલ્લાહ ! જે કાંઈ તું અર્પણ કરે, એને રોકનારું કોઈ નથી અને જે ચીજને તું રોકી દે, તેને આપનારું કોઈ નથી અને કોઈ માલદારને એની માલદારી તારા મુકાબલામાં કંઈ કામ આપી શક્તી નથી.] *(બુખારી–મુસ્લિમ)*




હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમનો હાથ પકડીને ફરમાવ્યું : હે મુઆઝ ! અલ્લાહની કસમ, મને તમારા પ્રત્યે મુહબ્બત છે. મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! મને પણ આપના પ્રત્યે મુહબ્બત છે. પછી આપે (સલ.) ફરમાવ્યું :

(અને આ મુહબ્બતના કારણે હું તમને આ વસિય્યત કરી રહ્યો છું કે) દરેક નમાઝ પછી આ શબ્દો કહેવાનું કદાપિ ભૂલશો નહિ :

اَللّٰهُمَّ اَعِنِّىْ عَلٰى ذِكْرِكَ وَشُكْرِكَ
وَحُسْنِ عِبَادَتِكَ ط

અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિક્રિ-ક વ શુક્રિ-ક
વ હુસ્નિ ઈબાદતિક.

[**અર્થ** : હે અલ્લાહ ! આ વાતે તું મારી મદદ ફરમાવ કે હું તારો ઝિક્ર અને તારો શુક્ર કરું તથા તારી સારી ઈબાદત કરી શકું.]

*(અબૂ દાઉદ, નસાઈ)*



હઝરત બરાબ ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે જ્યારે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ અમે નમાઝ પઢતા તો આપની જમણી તરફ રહેવાની અમારી ખ્વાહિશ રહેતી હતી, કારણ કે (આપ સલ. સલામ ફેરવીને) અમારી તરફ મુખ કરતા હતા-ધ્યાન કેન્દ્રિત કરતા હતા, તો (એ સમયે) મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ શબ્દો કહેતાં સાંભળ્યા :

رَبِّ قِنِىْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ ط

રબ્બિ કિની અઝાબ-ક યવ્મ તબ્અષુ ઈબાદક.

[**અર્થ :** હે મારા રબ ! તું મને પોતાના અઝાબથી બચાવજે, જે દિવસે તું પોતાના બંદાઓને (કબરોમાંથી) ઉઠાવવાનો છે.]

*(મુસ્લિમ)*



હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નીચેના કલિમાત દ્વારા અલ્લાહની પનાહ માંગતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْۤ اَعُوْذُ بِكَ مِنَ الْجُبْنِ وَ
اَعُوْذُ بِكَ مِنَ الْبُخْلِ وَاَعُوْذُ بِكَ مِنْ
اَرْذَلِ الْعُمُرِ وَاَعُوْذُ بِكَ مِنْ فِتْنَةِ
الدُّنْيَا وَعَذَابِ الْقَبْرِ ؕ

અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિ–ક મિનલ્ જુબ્નિ, વ
અઊઝુ બિ–ક મિનલ્ બુખ્લિ, વ અઊઝુ બિ–ક મિન્
અર્ઝલિલ્ ઉમૂરિ, વ અઊઝુ બિ–ક મિન ફિત્નતિ
દુન્યા વ અઝાબિલ્ કબ્રિ.

[**અર્થ :** હે અલ્લાહ ! હું કાયરતાથી તારી પનાહ ચાહું છું અને કંજુસાઈથી તારી પનાહ ચાહું છું અને અકર્મણ્ય (નિકમ્મી) કે બદતરીન (વૃદ્ધાવસ્થા)ની ઉંમરથી તારી પનાહ ચાહું છું અને દુનિયાના ફિત્નાથી તારી પનાહ ચાહું છું અને કબરના અઝાબથી તારી પનાહ ચાહું છું.] *(હિસ્ને હસીન, મિશ્કાત, બુખારી)*



હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દરેક નમાઝ પછી આ દુઆ પઢતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِكَ مِنَ الْكُفْرِ
وَالْفَقْرِ وَعَذَابِ الْقَبْرِ

અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ્ કુફ્રિ
વલ્ ફક્રિ વ અઝાબિલ્ કબ્રિ.

[***અર્થ*** : હે અલ્લાહ ! હું કુફ્ર, તંગદસ્તી (નાદારી) અને કબરના અઝાબથી તારી પનાહ ચાહું છું.]

*(હિસ્ન, મુસ્નદે અહમદ : ૫/૩૯, નસાઈ : ૧/૯૮, મુસ્તદરકે હાકિમ : ૧/૨૫૨)*



હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે નમાઝથી સલામ ફેરવતા તો આ શબ્દો કહેતા :

اَللّٰهُمَّ اغْفِرْ لِیْ مَا قَدَّمْتُ وَمَآ اَخَّرْتُ
وَمَآ اَسْرَرْتُ وَمَآ اَعْلَنْتُ وَمَآ اَسْرَفْتُ

وَمَا أَنْتَ أَعْلَمُ بِهِ مِنِّيْ ط أَنْتَ الْمُقَدِّمُ
وَأَنْتَ الْمُؤَخِّرُ لَآ إِلٰهَ إِلَّآ أَنْتَ ط

અલ્લાહુમ્મગ્ફિર્ લી મા કદ્દમ્તુ વ મા અખ્ખર્તુ
વ મા અસ્રર્તુ વ મા અઅ્લન્તુ વ મા અસ્રફ્તુ
વ મા અન્ત અઅ્લમુ બિહી મિન્ની, અન્તલ્ મુકદ્દિમુ
વ અન્તલ્ મુઅખ્ખિરુ, લા ઈલા–હ ઈલ્લા અન્ત.

[***અર્થ*** : હે અલ્લાહ ! મારાં આગલાં અને પાછલાં ગુનાહો તથા છૂપી રીતે અને ખુલ્લેઆમ કરેલાં ગુનાહોને માફ ફરમાવી દે અને મારા હદથી વધી જવાને પણ માફ ફરમાવી દે અને મારા તે ગુનાહોને પણ માફ ફરમાવી દે, જેને તું મારાથી વધુ જાણે છે. તું જ આગળ ધપાવનાર છે અને તું જ પાછળ હટાવનાર છે. તારા સિવાય કોઈ મા'બૂદ નથી.]

*(અબૂ દાઉદ : ૧/૨૧૨, તિરમિઝી, ઈબ્ને હિબ્બાન : ૫/૩૭૨, ઈઅ્લાઉસ્સુનન : ૩/૧૫૯)*




## ફજરની નમાઝ પછી

હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફજરની નમાઝ પઢયા પછી આ દુઆ પઢતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْٓ اَسْئَلُكَ عِلْمًا نَّافِعًا
وَّعَمَلًا مُّتَقَبَّلًا وَّرِزْقًا طَيِّبًا ؕ

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક ઈલ્મન્ નાફિઅંવ્
વ અ–મલમ્ મુ–તકબ્બલંવ્ વ રિઝ્કન્ તય્યિબા.

[**અર્થ** : હે અલ્લાહ ! હું તારાથી લાભદાયક ઈલ્મ અને મકબૂલ અમલ તથા પાક રોઝીનો સવાલ કરું છું.]

*(ઈબ્ને માજહ, મુસ્નદે અહમદ, મિશ્કાત, બયહકી)*




## મગરિબ અને ફજરની નમાઝ પછી

હઝરત મુસ્લિમ ઈબ્ને હારિસ તમીમી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમને છાનીછપની રીતે ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે તમે મગરિબની નમાઝથી ફારિગ થઈ જાઓ તો કોઈની સાથે વાત કરતાં પહેલાં સાત વખત આ (શબ્દો) કહો :

اَللّٰهُمَّ اَجِرْنِیْ مِنَ النَّارِ ؕ

અલ્લાહુમ્મ અજિર્ની મિનન્નાર.

[**અર્થ** : હે અલ્લાહ ! તું મને દોઝખથી મહફૂઝ રાખજે.]

(આપે સલ. આગળ ફરમાવ્યું) : જ્યારે તમે આ કલિમાત

પઢી લેશો અને પછી જો એ જ રાતે તમે મૃત્યુ પામશો તો દોઝખથી મહફૂઝ રહેશો અને જો ફજરની નમાઝથી ફારિગ થઈને કોઈની સાથે વાત કરતાં પહેલાં સાતવાર આ દુઆ પઢી લેશો અને પછી જો તે દિવસે તમારી મૌત આવશે તો આ કલિમાત પઢવાને કારણે જહન્નમથી તમારી પનાહ થઈ જશે. *(મિશ્કાત, અબૂ દાઉદ, નસાઈ)*




હઝરત અબૂ અય્યૂબ (રદિ.) કહે છે કે મેં તમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાછળ જ્યારે પણ નમાઝ પઢી છે, તો નમાઝથી ફરાગત પછી મેં આપ (સલ.)ને આ દુઆ પઢતાં સાંભળ્યા છે :

اَللّٰهُمَّ اغْفِرْ لِيْ خَطَايَايَ وَ
ذُنُوْبِيْ كُلَّهَا ؕ

અલ્લાહુમ્મગ્ફિર્ લી ખતાયા–ય વ ઝુનૂબી કુલ્લહા.

[**અર્થ** : હે અલ્લાહ ! તું મારી તમામ ખતાઓ અને મારા તમામ ગુનાહોને માફ કરી દે.] *(તબરાની, મજમઉઝ્ઝવાઈદ : ૧૦/૧૧૧)*




હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ હદીસે કુદ્સી મન્કૂલ છે કે અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવ્યું કે જ્યારે આપ નમાઝ પઢી ચૂકો તો આ (દુઆ) પઢો :

اَللّٰهُمَّ اِنِّىٓ اَسْئَلُكَ فِعْلَ الْخَيْرَاتِ
وَتَرْكَ الْمُنْكَرَاتِ وَحُبَّ الْمَسَاكِيْنِ
وَاَنْ تَغْفِرَلِىْ وَتَرْحَمَنِىْ وَاِذَا اَرَدْتَّ
بِعِبَادِكَ فِتْنَةً فَاقْبِضْنِىْٓ اِلَيْكَ غَيْرَ
مَفْتُوْنٍ، اَللّٰهُمَّ اِنِّىٓ اَسْئَلُكَ حُبَّكَ
وَحُبَّ مَنْ يُّحِبُّكَ وَحُبَّ عَمَلٍ يُّقَرِّبُنِىْٓ
اِلٰى حُبِّكَ ؕ

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક ફિઅ્લલ્ ખય્રાતિ
વ તર્કલ્ મુન્કરાતિ વ હુબ્બલ્ મસાકીનિ
વ અન્ તગ્ફિ–ર લી વ તર્હ–મની વ ઈઝા અરત્ત
બિઈબાદિ–ક ફિત્નતન્ ફક્બિઝ્ની ઈલય્ક ગય્ર
મફતૂન. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક હુબ્બ–ક
વ હુબ્બ મંય્યુહિબ્બુ–ક વ હુબ્બ અમલિંય્યુકર્રિબુની
ઈલા હુબ્બિ–ક.

[***અર્થ*** : હે અલ્લાહ ! હું તારાથી સદકાર્યો કરવાનો અને અપકૃત્યો છોડવાનો તથા ગરીબો–મિસ્કીનોથી મુહબ્બત કરવાનો સવાલ કરું છું અને આ (વાતનો પણ સવાલ કરું છું) કે તું મારી મગફિરત ફરમાવ અને મુજ પર રહમ ફરમાવ, અને જ્યારે તું પોતાના બંદાઓને કોઈ અજમાયશમાં નાખવાનો ઈરાદો કરે, તો

મને એ અજમાયશ પહેલાં જ પોતાની તરફ ઉઠાવી લે. હે અલ્લાહ ! હું તારી મુહબ્બતનો, તારાથી મુહબ્બત કરનારાઓની મુહબ્બતનો અને એવા અમલની મહબૂબિયતનો સવાલ કરું છું, જે મને તારી મુહબ્બતથી નજીક કરી દે.] *(તિરમિઝી)*



હઝરત અબૂ ઉમામહ (રદિ.) કહે છે કે ફર્ઝ યા નફલ નમાઝમાં જ્યારે પણ મને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નજીક રહેવાની તક મળી છે, તો મેં નમાઝ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ દુઆ પઢતાં સાંભળ્યા છે :

اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذُنُوْبِىْ وَخَطَايَاىَ كُلَّهَا
اَللّٰهُمَّ انْعَشْنِىْ وَاجْبُرْنِىْ وَاهْدِنِىْ
لِصَالِحِ الْاَعْمَالِ وَالْاَخْلَاقِ اِنَّهٗ
لَا يَهْدِىْ لِصَالِحِهَا وَلَا يَصْرِفُ
سَيِّئَهَا اِلَّا اَنْتَ ط

અલ્લાહુમ્મગ્ફિર્ લી ઝુનૂબી વ ખતાયા–ય કુલ્લહા,
અલ્લાહુમ્મન્અશ્ની વજ્બુર્ની વહ્દિની
લિસાલિહિલ્ અઅ્માલિ વલ્ અખ્લાક, ઈન્નહૂ
લા યહ્દી લિ–સાલિહિહા વલા યસ્રિફુ
સય્યિઅહા ઈલ્લા અન્ત.

[***અર્થ*** : હે અલ્લાહ ! મારી તમામ ખતાઓ અને ગુનાહોને માફ કરી દે. હે અલ્લાહ ! મારા મરતબાને બુલંદ ફરમાવ અને મારી ગલતીઓની તલાફી કરી દે. મને સારા આમાલ અને સારા અખ્લાક તરફ માર્ગ બતાવી દે, કારણ કે તું જ નેકીની તરફ માર્ગ દેખાડે છે અને એક માત્ર તું જ બુરી વાતોથી વિમુખ કરે છે.]

*(ઈબ્નુસ્સુન્ની કૃત અમલુલ્ યવ્મિ વલ્લય્લહ : ૧૦૪, મુઅજમે કબીર, મજ્મઉઝ્ઝવાઈદ : ૧/૧૧૨)*




હઝરત ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.) કહે છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દરેક નમાઝ પછી આ દુઆ કરતાં સાંભળ્યા છે :

اَللّٰهُمَّ رَبَّنَا وَرَبَّ كُلِّ شَيْءٍ اَنَا شَهِيْدٌ
اَنَّكَ اَنْتَ الرَّبُّ، وَحْدَهٗ، لَاشَرِيْكَ
لَكَ اَللّٰهُمَّ رَبَّنَا وَرَبَّ كُلِّ شَيْءٍ اَنَا
شَهِيْدٌ اَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ
اَللّٰهُمَّ رَبَّنَا وَرَبَّ كُلِّ شَيْءٍ اَنَا شَهِيْدٌ
اَنَّ الْعِبَادَ كُلَّهُمْ اِخْوَةٌ ط اَللّٰهُمَّ رَبَّنَا
وَرَبَّ كُلِّ شَيْءٍ اِجْعَلْنِيْ مُخْلِصًا لَّكَ وَ

اَهْلِىْ فِىْ كُلِّ سَاعَةٍ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ط
ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ اِسْمَعْ وَاسْتَجِبْ
اَللّٰهُ اَكْبَرُ الْاَكْبَرُ، اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ، اَللّٰهُ اَكْبَرُ الْاَكْبَرُ، حَسْبِىَ
اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ، اَللّٰهُ اَكْبَرُ
الْاَكْبَرُ ط

અલ્લાહુમ્મ રબ્બના વ રબ્બ કુલ્લિ શયૂઇન્ અ–ન શહીદુન્ અન્ન–ક અન્તર્રબ્બુ, વહ્દહૂ, લા શરી–ક લ–ક; અલ્લાહુમ્મ રબ્બના વ રબ્બ કુલ્લિ શયૂઇન્ અ–ન શહીદુન્ અન્ન મુહમ્મદન્ અબ્દુ–ક વ રસૂલુક; અલ્લાહુમ્મ રબ્બના વ રબ્બ કુલ્લિ શયૂઇન્ અ–ન શહીદુન્ અન્નલ્ ઈબા–દ કુલ્લહુમ ઈખ્વહ્. અલ્લાહુમ્મ રબ્બના વ રબ્બ કુલ્લિ શયૂઇન્ ઈજ્અલ્ની મુખ્લિસલ્લ–ક વ અહ્લી ફી કુલ્લિ સા–અતિન્ ફિદ્દુન્યા વલ્ આખિરહ. ઝલ્જલાલિ વલ્ ઈક્રામિ ઈસ્મઅ્ વસ્તજિબ્. અલ્લાહુ અકબરુલ્ અકબર, અલ્લાહુ નૂરુસ્સમાવાતિ વલ્ અર્દ. અલ્લાહુ અકબરુલ્ અકબર, હસ્બિયલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ. અલ્લાહુ અકબરુલ્ અકબર.

[***અર્થ*** : હે અલ્લાહ ! અમારા પાલનહાર અને દરેક ચીજના

પાલનહાર ! હું ગવાહી આપું છું કે બેશક, તું રબ છે, એકલો જ છે, તારો કોઈ ભાગીદાર નથી. હે અલ્લાહ ! અમારા પરવરદિગાર અને દરેક ચીજના પરવરદિગાર ! હું ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ.) તારા બંદા અને રસૂલ છે. હે અલ્લાહ ! અમારા પાલનહાર અને દરેક ચીજના પાલનહાર ! હું ગવાહી આપું છું કે તમામ બંદા પરસ્પર ભાઈ ભાઈ છે. હે અલ્લાહ ! અમારા પાલનહાર અને દરેક ચીજના પાલનહાર ! મને અને મારાં સંબંધીઓને–પરિવારજનોને દુનિયા અને આખિરતમાં સદાસર્વદા ઈખ્લાસની સાથે રાખ. હે અઝમત અને બુઝુર્ગીવાળા ! અમારી દુઆ સાંભળી લે અને કબૂલ કરી લે. અલ્લાહ દરેક મોટાથી મોટો છે. અલ્લાહ પૃથ્વી અને આકાશની રોશની છે. અલ્લાહ દરેક મોટાથી મોટો છે. અલ્લાહ મને કાફી છે અને બેહતરીન કાર્યસાધક છે. અલ્લાહ દરેક મોટાથી મોટો છે.]

*(અબૂ દાઉદ : ૧/૨૧૧, નસાઈ, ઈબ્નુસ્સુન્ની કૃત અમલુલ યવ્મ...... ૧૮૩)*




ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)એ ફરમાવ્યું : મારી પાસે એક યહૂદી અવરત આવીને કહેવા માંડી, પેશાબ(થી અસાવધાની યા ન બચવા)ને કારણે કબરનો અઝાબ થાય છે. ઉમ્મુલ મુઅમિનીન (રદિ.)એ કહ્યું : તું જૂઠું બોલે છે, તો એણે કહ્યું : કેમ ? જ્યારે કે અમે પેશાબ લાગવાને કારણે ચામડાં અને કપડાં કાપી નાખીએ છીએ ! (આ સિલસિલામાં) અમારાં અવાજો બુલંદ થયાં તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

બહાર તશરીફ લાવ્યા અને ફરમાવવા માંડયા : હે આઈશા ! આ શું ચર્ચા છે ? તો યહૂદી અવરતે જે કહ્યું હતું, તે મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બતાવી દીધું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : તેણે સાચું કહ્યું. ત્યાર બાદ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ મામૂલ બની ગયો કે દરેક નમાઝ પછી આ કલિમાત અવશ્ય પઢતા હતા :

رَبَّ جِبْرِيْلَ وَرَبَّ مِيْكَائِيْلَ وَاِسْرَافِيْلَ
اَعِذْنِيْ مِنْ حَرِّ النَّارِ وَعَذَابِ
الْقَبْرِ ؕ

રબ્બ જિબ્રી–લ વ રબ્બ મીકાઇ–લ વ ઈસ્રાફી–લ
અઇઝ્ની મિન્ હર્રિન્નારિ વ અઝાબિલ કબ્રિ.

[*અર્થ* : હે જિબ્રીલના રબ અને હે મીકાઈલ તથા ઈસ્રાફીલના રબ ! મને જહન્નમની તપન (ગરમી) અને કબરના અઝાબથી બચાવજે.] *(સુનને નસાઈ : ૧/૧૯૭)*




નમાઝે વિત્રની સલામ ફેરવ્યા પછી આ શબ્દો ત્રણવાર પઢે :

سُبْحَانَ الْمَلِكِ الْقُدُّوْسِ ؕ

સુબ્હાનલ્ મલિકિલ્ કુદ્દૂસ.

[***અર્થ*** : બાદશાહ (અલ્લાહ તઆલા)ની પાકી બયાન કરું છું, જે પાક છે.] *(મિશ્કાત શરીફ)*

ત્રીજીવાર થોડા બલંદ અવાજે કહે અને કુદ્દૂસની "દાલ"ને ખૂબ ખેંચીને પઢે. *(હિસ્ને હસીન, ફઝાઈલે દુઆ)*



## ફર્ઝ નમાઝો પછી પઢવાનાં વઝાઈફ




હઝરત કઅબ ઈબ્ને ઉજરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અમુક કલિમાત એવાં છે કે એમને પઢનારો કદી નામુરાદ અને મહરૂમ થતો નથી, દરેક ફર્ઝ નમાઝ પછી : ૩૩ વાર "સુબ્હાનલ્લાહ", ૩૩ વાર "અલ્હમ્દુ લિલ્લાહ" અને ૩૪ વાર "અલ્લાહુ અકબર". *(મુસ્લિમ : ૧/૨૧૯)*



**એક રિવાયતમાં આ તસ્બીહાત પઢવાનો એક તરીકો આ પણ દર્શાવાયો છે :**

**સુબ્હાનલ્લાહ – ૨૫ વાર**

**અલ્હમ્દુ લિલ્લાહ – ૨૫ વાર**

અલ્લાહુ અકબર – ૨૫ વાર

લા ઈલા–હ ઈલ્લલ્લાહ – ૨૫ વાર

*(મિશ્કાત શરીફ)*



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે મુસલમાન પણ બે વાતોની પાબંદી કરી લેશે તો તે જન્નતમાં દાખલ થશે. આ બંને વાતો બહુ આસાન અને મામૂલી છે; પરંતુ એના પર અમલ કરનારા બહુ ઓછા છે :

(૧) દરેક નમાઝ પછી "સુબ્હાનલ્લાહ" દસ વાર, "અલ્હમ્દુ લિલ્લાહ" દસ વાર અને "અલ્લાહુ અકબર" દસ વાર.

રિવાયતકર્તા કહે છે કે મેં જોયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આંગળીઓ પર ગણી રહ્યા છે. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે આ કલિમાત પઢવામાં તો દોઢ સો (૫ x ૩૦ = ૧૫૦) છે, પરંતુ અમલના ત્રાજવામાં (એનું વજન) પંદર સો (જેટલું) થશે.

(૨) અને જ્યારે સૂવા માટે પથારી પર જાય તો ૩૩ વાર "સુબ્હાનલ્લાહ", ૩૩ વાર "અલ્હમ્દુ લિલ્લાહ" અને ૩૪ વાર **"અલ્લાહુ અકબર" પઢે. આ કલિમાત પઢવામાં ૧૦૦ છે અને અમલના ત્રાજવામાં હજાર છે.**

**હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમારામાં કોણ એવો માણસ છે, જે દરરોજ અઢી હજાર ગુનાહો કરતો હોય ?**

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી : એની પાબંદી કેમ સંભવિત નથી ? આપે (સલ.) ફરમાવ્યું : નમાઝમાં શયતાન આવે છે અને વિવિધ વાતો યાદ અપાવે છે, જેના કારણે તે (માણસ) નમાઝ પૂરી કરતાંવેંત ચાલવા માંડે છે અને સૂતી વખતે પણ શયતાન આવે છે અને ઝિક્ર કરતાં પહેલાં જ એને સૂવડાવી દે છે. *(અબૂ દાઉદ, નસાઈ, તિરમિઝી)*




હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ દરેક નમાઝ પછી ૩૩ વખત "સુબ્હાનલ્લાહ", ૩૩ વખત "અલ્હમ્દુ લિલ્લાહ", ૩૩ વખત "અલ્લાહુ અકબર" પઢે (આ કુલ ૯૯ ની સંખ્યા થઈ) અને એકવાર (નીચેના કલિમાત) પઢીને ૧૦૦ની સંખ્યા પૂરી કરી લેશે તો એના તમામ સગીરહ ગુનાહ માફ કરી દેવામાં આવશે, ભલે તે સમુદ્રના કાંપ બરાબર (અસંખ્ય) હોય :

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَ
هُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ, લા શરી–ક
લહૂ, લહુલ મુલ્કુ વ લહુલ્ હમ્દુ વ
હુ–વ અલા કુલ્લિ શયઈન્ કદીર.

[***અર્થ*** : અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી. તે એકલો જ

છે, તેનો કોઈ ભાગીદાર નથી. એની જ સલ્તનત છે અને તે જ તારીફને લાયક છે અને તે દરેક ચીજ પર શક્તિમાન છે.] *(મુસ્લિમ)*




## ફજર અને મગરિબ પછી

એક હદીસમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે વ્યક્તિ ફજર અને મગરિબની નમાઝથી ફારિગ થયા પછી, તશહ્હુદ (અત્તહિય્યાત પઢવા)ની સૂરતમાં બેઠેલા હોવાની હાલતમાં, કોઈની સાથે વાત કરતાં પહેલાં, દસવાર આ (નિમ્નલિખિત) કલિમાત પઢશે તો એના માટે દરેક વખતના બદલે દસ નેકીઓ લખવામાં આવશે, એના નામ–એ–આમાલ (કર્મપત્ર)માંથી દસ ગુનાહ મિટાવવામાં આવશે અને એના દસ દરજાત બુલંદ કરી દેવામાં આવશે. તદુપરાંત, તે દરેક બુરી ચીજ અને શયતાન મરદૂદથી આખો દિવસ મહફૂઝ રહેશે તથા શિર્ક સિવાય કોઈ ગુનાહ એને નુકસાન પહોંચાડી શકશે નહિ. વળી, તે અમલની દૃષ્ટિએ સઘળાં લોકોથી અફઝલ રહેશે. હા, જો કોઈ માણસ અમલમાં એનાથી આગળ વધી જાય, તો પછી તે જ એનાથી આગળ નીકળી ગયેલો લેખાશે :

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ بِيَدِهِ
الْخَيْرُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَ عَلٰى كُلِّ
شَيْءٍ قَدِيْرٌ ط

લા ઈલા—હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી—ક લહૂ,
લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ, બિ—યદિહિલ્ ખય્રુ,
યુહ્યી વ યુમીતુ વ હુ—વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.

[**અર્થ** : અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો જ છે, તેનો કોઈ શરીક નથી. એના જ માટે મુલ્ક (સર્વ સત્તા) છે અને એના જ માટે સઘળી તારીફ છે. સર્વ ભલાઈ એના જ અંકુશમાં છે. તે જ જીવંત કરે છે અને તે જ મૃત્યુ આપે છે અને તે દરેક ચીજ પર શક્તિમાન છે.] *(મિશ્કાત)*




હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દરેક નમાઝની સલામ ફેરવ્યા પછી નમાઝના ખતમ પર આ કલિમાત પઢયા કરતા હતા :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ
عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ، لَا حَوْلَ وَلَا قُوَّةَ
اِلَّا بِاللّٰهِ، لَا نَعْبُدُ اِلَّا اِيَّاهُ، لَهُ النِّعْمَةُ وَلَهُ
الْفَضْلُ، وَلَهُ الثَّنَآءُ الْحَسَنُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكَافِرُوْنَ

લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ, લા શરી–ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ વ હુ–વ અલા કુલ્લિ શયઈન્ કદીર. લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ, લા નઅ્બુદુ ઈલ્લા ઈય્યાહ. લહુન્નિઅ્મતુ વ લહુલ્ ફઝ્લુ વ લહુષ્ષનાઉલ હસન. લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુખ્લિસી–ન લહુદ્દી–ન વ લવ્ કરિહલ્ કાફિરૂન.

[***અર્થ :*** અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો જ છે, તેનો કોઈ ભાગીદાર નથી. એના જ માટે સલ્તનત છે અને એના જ માટે તમામ પ્રકારની તારીફ છે અને તે દરેક ચીજ પર કુદરતવાન છે. તાકાત અને કુવ્વત અલ્લાહની જ મદદથી છે. અમે માત્ર તેની જ બંદગી કરીએ છીએ. નેઅમત અને ફઝલ (મહત્તા) તેના જ માટે છે અને એના જ માટે સુંદર તારીફ છે. અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી. અમે માત્ર એના જ દીનધર્મને માનીએ છીએ, ભલે કાફિરો એને ગમે તેટલું નાપસંદ કરે.] *(મુસ્લિમ : ૧/૨૧૮, અબૂ દાઉદ : ૧/૨૧૧)*




## ફજર અને અસર પછી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે વ્યક્તિએ ફજરની નમાઝ પછી દસ વાર આ (નીચે દર્શાવેલાં) કલિમાત પઢી લીધાં, તો અલ્લાહ તઆલા એના માટે દસ નેકીઓ લખશે અને એના દસ ગુનાહ મિટાવી દેવાશે તથા એના માટે દસ દરજાત

બુલંદ કરવામાં આવશે અને આ તસ્બીહાત એના હકમાં હઝરત ઈસ્માઈલ (અલય.)ની અવલાદમાંથી બે ગુલામ આઝાદ કરવાના બરાબર લેખાશે. જો સાંજના સમયે આ તસ્બીહાત પઢવામાં આવશે તો આટલો જ અજર–સવાબ તે સમયે (પઢવામાં પણ) મળશે અને સવાર સુધી એના માટે શયતાનથી આડવાડ બની રહેશે :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ
عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ؕ

(અર્થ અને લિપ્યંતર માટે જુઓ ક્રમાંક ૨)

*(અલબાની કૃત "અલ અહાદીષુસ્સહીહહ")*



## આયતુલ કુર્સી

ખાસ

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ દરેક નમાઝ પછી "આયતુલ કુર્સી" પઢશે તો એને જન્નતમાં દાખલ થવાથી મૌત સિવાય કોઈ ચીજ રોકી શકતી નથી. અર્થાત્ એના અને જન્નતના દરમિયાન ફક્ત મૌત આડવાડ હશે (મરતાંવેંત તે જન્નતમાં દાખલ થઈ જશે) : اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ لَا
تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی

السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ مَنْ ذَا الَّذِيْ
يَشْفَعُ عِنْدَهٗٓ اِلَّا بِاِذْنِهٖ يَعْلَمُ مَا بَيْنَ
اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ
مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَا شَآءَ وَسِعَ كُرْسِيُّهُ
السَّمٰوٰتِ وَالْاَرْضَ وَلَا يَئُوْدُهٗ حِفْظُهُمَا
وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ

અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમ. લા તઅ્ખુઝુહૂ સિ–નતુંવ્ વલા નવ્મ. લહૂ મા ફિસ્સમાવાતિ વમા ફિલ્અર્દ. મન્ ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહૂ ઈલ્લા બિઈઝ્નિહ્. યઅ્લમુ મા બય્ન અય્દીહિમ વમા ખલ્ફહુમ્ વલા યુહીતૂ–ન બિશય્ઈમ્ મિન્ ઈલ્મિહી ઈલ્લા બિમા શાઅ્, વસિ–અ કુર્સિય્યુહુસ્સમાવાતિ વલ્ અ–ર્દ વલા યઊદુહૂ હિફ્ઝુહુમા વ હુ–વલ્ અલિય્યુલ્ અઝીમ.

[*અર્થ :* અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, તે સદા હયાત (અને) સૌનો રક્ષક છે. તેને ન તો ઝોકું આવે છે અને ન તો ઊંઘ. આકાશો અને પૃથ્વીમાં જે કાંઈ છે તે તેનું જ છે. એવું કોણ છે કે જે તેની આજ્ઞા વગર તેની પાસે (કોઈની) સિફારિશ કરી શકે ? લોકોની સામે જે કંઈ છે તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમની પાછળ છે (તેને પણ તે જાણે છે), અને સૌ ભેગાં મળીને તેના

ઈલ્મમાંથી કોઈ ચીજને આવરી (જાણી) શકતા નથી; પરંતુ જેટલું તે જાહેર કરવા ચાહે. તેની કુર્સીએ સર્વ આકાશો અને પૃથ્વીને આવરી લીધાં છે અને તે બન્નેનું રક્ષણ કરવું તેના માટે કંઈ જ ભારે નથી અને તે જ સર્વોપરી (અને) મહાન છે.]

*(નસાઈ, ઈબ્ને હિબ્બાન, મિશ્કાત)*



## મુઅવ્વિઝતૈન

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.) કહે છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને હુકમ દીધો કે દરેક નમાઝ પછી હું મુઅવ્વિઝતૈન (સૂરએ ફલક અને સૂરએ નાસ) પઢયા કરું. *(તિરમિઝી, અબૂ દાઉદ, નસાઈ, અહમદ)*

## મુઅવ્વિઝાત

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.) (બીજી એક રિવાયતમાં) બયાન કરે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને હુકમ દીધો કે હું દરેક ફર્ઝ નમાઝ પછી મુઅવ્વિઝાત પઢયા કરું. *(મિશ્કાત શરીફ)*

મુઅવ્વિઝાત એટલે (૧) કુલ્ યા અય્યુહલ કાફિરૂન, (૨) કુલ્ હુવલ્લાહુ અહદ, (૩) કુલ્ અઊઝુ બિરબ્બિલ્ ફલક, અને (૪) કુલ્ અઊઝુ બિરબ્બિન્નાસ.



## ✦ પરિશિષ્ટ – ૧ ✦

## દુઆમાં હાથ ઉઠાવવાનું બયાન

અલ્લાહ તઆલાથી દુઆ માંગવાનો તરીકો આ છે કે ઈન્સાન સાંગોપાંગ ખૌફ–ડર અને નદામતનું પૂતળું બની જાય. શરીરનો દરેક અવયવ લાચારી, નમ્રતા, કાકલૂદી અને બેકરારીની તસવીર બની જાય. અલ્લાહ તઆલાના દરબારમાં ભિખારી, નિઃસહાય અને નિરાધારની જેમ હાથ ફેલાવેલાં હોય અને આંખોમાંથી પશ્ચાત્તાપની અશ્રુધારા વહી રહી હોય. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

**"ઉદ્ઉ રબ્બકુમ્ તદર્રુઅંવ્ વ ખુફ્યહ."** *(સૂ. અઅ્રાફ)*

**[*અર્થ* : તમે પોતાના પાલનહાર સમક્ષ આજિઝીપૂર્વક તથા ચૂપકીદીથી દુઆ માંગ્યા કરો.]**

**દિલ અને જીભની સાથોસાથ જ્યારે જાહેરી શકલ–સૂરત પણ**

એક ફકીર અને ભિખારી સમાન બની જશે, તો રબ્બે કરીમ એને ખાલી હાથે પાછો કાઢતો નથી અને તેના દામનને મુરાદનાં હીરા–માણેકથી ભરી દે છે. હદીસ શરીફમાં છે :

"હઝરત સલમાન (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : બેશક, તમારો પરવરદિગાર હંમેશાથી હયાવાળો અને અત્યંત સખી છે. આ કારણે જ્યારે એનો કોઈ બંદો એની સામે હાથ ફેલાવે છે, તો એને ખાલી હાથે પાછો કાઢતાં તેને હયા–શરમ આવે છે."

*(તિરમિઝી, અબૂ દાઉદ : ૧/૧૦૯, ઈબ્ને માજહ : ૨/૧૨૭, મિશ્કાત : ૧૯૫, ઈબ્ને હિબ્બાન : ૫૯૬)*

મજકૂર હદીસ શરીફમાં દુઆનો એક મહત્ત્વંત અદબ કે વિવેક બતાવાયો છે કે દુઆ માટે બન્ને હાથ ઉઠાવવાં જોઈએ. આ પ્રમાણે દુઆમાં હાથ ઉઠાવવું બીજી ઘણી અહાદીસથી પણ સાબિત છે અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાથ ઉઠાવીને દુઆ કરવાની ઘણી પ્રેરણા પણ આપી છે, કારણ કે આ પ્રમાણે હાથ ઉઠાવીને દુઆ માંગવાથી જાહેરી શકલ–સૂરત ભિખારી અને ફકીર જેવી બની જાય છે. અલ્લાહ તઆલાને આ અદા બહુ પસંદ છે. આ રીતે દુઆ કરવાથી કબૂલિય્યતને માર્ગ મોકળો બની જાય છે.

જે અહાદીસમાં હાથ ઉઠાવીને દુઆ કરવાની પ્રેરણા આપવામાં આવી છે, તે બિલકુલ આમ (સર્વ સામાન્ય) છે, કોઈ

ખાસ પ્રસંગ, સ્થળ કે અવસર સાથે ખાસ અને સંબંધિત નથી અને આ આમ અહાદીસના ઉમૂમ (સાધારણતા)માં નમાઝ પછીની દુઆનો પણ આપોઆપ સમાવેશ થઈ જ જાય છે, જેથી નમાઝ પછી દુઆ કરતી વખતે પણ હાથ ઉઠાવવા મસ્નૂન અને મુસ્તહબ લેખાશે, કારણ કે આ વાત ઉસૂલી રીતે સર્વસ્વીકૃત છે કે કોઈ આયત કે હદીસ આમ હોય તો એનાં સઘળાં તત્ત્વો અને અંશો એ હુકમમાં શામેલ થઈ જશે (અલબત્ત, ખુસૂસિયતની અર્થાત્ એ હુકમને ખાસ કરતી કોઈ દલીલ મવજૂદ હોય તો જુદી વાત છે).

તદુપરાંત, વિશેષ કે ખુસૂસી રીતે પણ નમાઝ પછી હાથ ઉઠાવવાનો ઉલ્લેખ સહીહ હદીસોમાં પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે, જેથી વિવાદકારો અને મતાંતરવાદીઓનો આ આક્ષેપ અને વાંધોવચકો તદ્દન નિર્મૂળ, ગૌણ અને પાયાહીન બની જાય છે કે નમાઝ પછી દુઆ માટે હાથ ઉઠાવવા બિદઅત છે.

સર્વથા, દુઆ માટે હાથ ઉઠાવવાના સમર્થનમાં અત્રે કેટલીક અહાદીસ ટાંકવામાં આવે છે. સૌપ્રથમ આમ અહાદીસ ટાંકવામાં આવશે અને પછી ખાસ.

## આમ અહાદીસ

હવે માત્ર એવી આમ અહાદીસ ટાંકવામાં આવે છે, જેનાથી સામાન્યતઃ કેવળ દુઆ માટે હાથ ઉઠાવવાની સાબિતી મળે છે, ચાહે તે પ્રસંગ નમાઝનો હોય કે બીજો કોઈ પણ, (આ પ્રકારની

અહાદીસના ઉમૂમમાં, પૂર્વે લખ્યું છે તેમ, નમાઝ પછી દુઆ માટે હાથ ઉઠાવવું પણ આપોઆપ સમાવિષ્ટ અને સ્વયંસિદ્ધ છે જ).



હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે દુઆ માટે હાથ ઉઠાવતા હતા, તો જ્યાં સુધી (દુઆ ખતમ કર્યા પછી) હાથોને ચહેરા પર ફેરવી લેતા ન હતા, ત્યાં સુધી એમને નીચે મૂકતા ન હતા.

*(મિશ્કાત : ૧૯૫, તિરમિઝી)*

મજકૂર હદીસથી દુઆ માટે હાથ ઉઠાવવાની સાબિતી તો મળે જ છે, ઉપરાંત એનાથી આ સંસ્કાર, અદબ કે વિવેક પણ જાણવા મળે છે કે દુઆથી પરવારીને મુખ પર હાથ ફેરવી લેવું પણ મસ્નૂન છે—આ નબવી સંસ્કાર છે.



✦ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ની મજકૂર રિવાયતને નકલ કરનાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) છે. એમનો અમલ પણ આ જ પ્રમાણે હતો, જેમ કે ઈમામ બુખારી (રહ.)એ નકલ કર્યું છે :

**"હઝરત અબૂ નઈમનું બયાન છે કે મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિયલ્લાહુ અન્હુમા)ને દુઆ પછી ચહેરા પર હાથ ફેરવતાં નિહાળ્યા છે."**

*(અલ અદબુલ મુફરદ : ૨/૬૮, ક્રમાંક ૬૦૯)*

**✦ હઝરત ઈબ્ને સઅદ (રહ.)એ "તબકાતે કુબ્રા"માં લખ્યું**

છે કે હઝરત મુહમ્મદ ઈબ્ને કાસિમ (રહ.) કહે છે કે :

"મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને વાઈઝ* પાસે બન્ને હાથ ખભા સુધી ઉઠાવીને દુઆ કરતાં જોયા છે."

(અત્તબકાતુલ કુબ્રા : ૪/૧૬૨)

✦ હઝરત ઈમામ અબ્દુર્રઝઝાક (રહ.)એ લખ્યું છે :

"મેં હઝરત મઅમર (રદિ.)ને દુઆ કરતી વખતે છાતી સુધી હાથ ઉઠાવતાં અને ત્યાર બાદ મુખ પર ફેરવતાં નિહાળ્યા છે અને હું પણ એવું જ કરું છું." (મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૨/૨૫૩)




હઝરત ઈબ્ને શિહાબ ઝુહરી (રહ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆમાં છાતી સુધી હાથ ઉઠાવતા હતા અને પછી બન્ને હાથને ચહેરા પર ફેરવી લેતા હતા.*

(મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૨/૨૪૭)

---

*આ મહાન તાબિઈ ઉબૈદ ઈબ્ને ઉમૈર મક્કી (રહ.) છે.

*આ રિવાયતની સનદ સહીહ છે, પરંતુ હદીસ મુરસલ છે. અર્થાત્ તાબિઈએ સહાબીના વાસ્તા વગર ડાયરેક્ટ હુઝૂર રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરી છે; પરંતુ હદીસે મુરસલ દલીલરૂપ છે, અર્થાત્ એનાથી દલીલ ગ્રહણ કરી શકાય છે. અલ્લામહ ઈબ્ને જરીર તબરી (રહ.)એ આ સંદર્ભમાં 'ઈજ્માઅ' (સર્વાનુમત)નો દાવો કર્યો છે :

"મુરસલનો સ્વીકાર કરવા પર તમામ તાબિઈનની સર્વસંમતિ છે, એમના પૈકી કોઈથી ઈન્કાર મન્કૂલ નથી અને તાબિઈન પછી કોઈ ઈમામથી પણ બીજી સદી હિજરી સુધી ઈનકાર સાબિત નથી." (હાફિઝ અલાઈ કૃત જામિઉત્તહસીલ ફી અહકામિલ મરાસીલ : ૨૭)




હઝરત માલિક ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"જ્યારે તમે અલ્લાહ તઆલાથી માંગો તો હાથના આંતરિક ભાગ (હથેળી) તરફથી માંગો અને જાહેરી ભાગ (હાથના પાછલા ભાગ) તરફથી ન માંગો."

*(અબૂ દાઉદ : ૧/૧૦૯)*




ઉક્ત પ્રકારની એક હદીસ ઈમામ તબરાની (રહ.)એ હઝરત અબૂ બકરહ (રદિ.)થી આ શબ્દોમાં નકલ કરી છે :

"અલ્લાહ તઆલાની સામે હથેળી ફેલાવીને માંગો, હાથની પૃષ્ઠ (પીઠ) તરફથી ન માંગો."




હઝરત આઈશા (રદિ.) કહે છે કે મેં જોયું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હાથ ઉઠાવીને દુઆ કરી રહ્યા છે :

"હે અલ્લાહ ! હું બશર (મનુષ્ય) છું, મને સઝાથી બચાવજે. કોઈ મુઅમિનને મેં તકલીફ દીધી હોય અથવા

એને કષ્ટદાયક વાત કહી હોય તો એ સિલસિલામાં મને સઝા કરીશ નહિ." *(અલ અદબુલ મુફરદ : ૨/૭૦)*

ઈમામ અબ્દુર્રઝઝાક (રહ.)એ મજકૂર રિવાયતને આ શબ્દોમાં નકલ કરી છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એટલી વાર સુધી હાથ ઉઠાવી રાખતા કે હું કંટાળી જતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કહેતા હતા : હે અલ્લાહ ! હું બશર છું, જેથી કોઈ ઈન્સાનને કષ્ટદાયક વાત કહેવાને કારણે અથવા તકલીફ પહોંચાડવાને કારણે મને અઝાબ કરીશ નહિ." *(મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૨/૨૫૧)*

## ખાસ અહાદીસ

હવે ચર્ચાધીન વિષયના સંદર્ભમાં એવી ખાસ અહાદીસનું વર્ણન કરવામાં આવે છે, જેમનાથી કોઈ ખાસ પ્રસંગ, અવસર કે મોકા પર હાથ ઉઠાવવાનું ઔચિત્ય (ઈસ્તિહ્બાબ) નિદર્શિત થાય છે, પુરવાર થાય છે.



ગઝવ–એ–અવતાસમાં હઝરત અબૂ આમિર ઉબૈદ શહીદ થયા. શહાદતનો જામ પીતાં પીતાં એમણે પોતાના ભત્રીજા હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)ને કહ્યું કે દરબારે રિસાલતમાં મારા સલામ પહોંચાડી આપજો અને મગફિરતની દુઆ માટે વિનંતી

કરજો. હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)એ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સમાચાર સંભળાવ્યા, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વુઝૂ કરી બારગાહે ઈલાહીમાં હાથ ફેલાવ્યા. હદીસના શબ્દો :

> "હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાણી મંગાવ્યું, વુઝૂ કર્યું અને બન્ને હાથ ઉઠાવીને ફરમાવ્યું [સુમ્મ ર–ફ–અ યદય્હિ ફ કા–લ] : હે અલ્લાહ ! અબૂ આમિર ઉબૈદની મગફિરત ફરમાવ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાથ મુબારકને એટલી હદે ઊંચા ફરમાવ્યા કે મને બગલની સફેદી નજરે પડવા માંડી."

*(બુખારી શરીફ : ૨/૯૪૪)*




અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ખાલિદ ઈબ્ને વલીદ (રદિ.)ના નેતૃત્વમાં એક લશ્કર રવાના ફરમાવ્યું. એમણે નિયુક્ત કબીલામાં જઈને ઈસ્લામની દા'વત દીધી. કબીલાવાળાઓએ લબ્બૈક કહી; પરંતુ હઝરત ખાલિદ (રદિ.) એમની મુરાદ સમજી શક્યા નહિ અને ગેરસમજ થવાને કારણે અમુક લોકોને કતલ કરી દીધા. જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ઘટનાની જાણ થઈ, તો આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બન્ને હાથ ઉઠાવીને બારગાહે ઈલાહીમાં અરજ કરી :

"હે અલ્લાહ ! ખાલિદ (રદિ.)એ જે કાંઈ કર્યું છે, હું તારી બારગાહમાં એનાથી બેઝારી (નિઃસ્પૃહતા) જાહેર કરું છું *[ફ ર–ફ–અન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ–મ યદય્હિ ફ–કા–લ અલ્લાહુમ્મ ઈન્ની ઉબર્રિઉ ઈલય્ક મિમ્મા સ–ન–અ ખાલિદ].*"

*(બુખારી શરીફ : ૨/૬૨૨, ૨/૯૩૮)*



કુર્આને મજીદની બે આયતોની* તિલાવત કરતી વેળા અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાની ઉમ્મતનો ખ્યાલ આવ્યો, તો બારગાહે ઈલાહીમાં આંસૂઓનું નજરાણું પેશ કરી આપે (સલ.) દુઆ માટે હાથ ઉઠાવ્યા :

"*ફ–ર–ફ–અ યદય્હિ વ કા–લ અલ્લાહુમ્મ ઉમ્મતી ઉમ્મતી વ બકા*...આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના બન્ને હાથ ઉઠાવી દુઆ કરી : હે અલ્લાહ ! મારી ઉમ્મત, મારી ઉમ્મત. આપ (આમ કહીને) રડી રહ્યા હતા." *(મુસ્લિમ : ૧/૧૧૩)*

**ઈમામ નવવી (રહ.)એ હદીસનું વિવરણ કરતાં લખ્યું છે :**

**"આ રિવાયતથી જાણવા મળે છે કે દુઆમાં હાથ ઉઠાવવા મુસ્તહબ છે."** *(શર્હે નવવી : ૧/૧૧૩)*

---

**રબ્બિ ઈન્નહુન્ન અદ્લલ્ન......સૂરએ ઈબ્રાહીમ : ૩૬, ઈન તુઅઝ્ઝિબ્હુમ ફઈન્નહુમ.......માઈદહ : ૧૮૮)*




હઝરત આઈશા (રદિ.)ની એક રિવાયતમાં છે :

"એક રાતે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જન્નતુલ બકીઅ (કબ્રસ્તાનમાં) તશરીફ લઈ ગયા અને મોડે સુધી ત્યાં થોભ્યા અને ત્રણવાર હાથ ઉઠાવીને દુઆ કરી *[હત્તા જાઅલ્ બકી-અ, ફ-કા-મ, ફ-અતાલલ્ કિયા-મ ષુમ્મ ર-ફ-અ યદય્હિ ષલા-ષ મર્રાતિન].* *(મુસ્લિમ : ૧/૩૧૩)*

અલ્લામહ નવવી (રહ.) આ હદીસનું વિવરણ કરતાં લખે છે :

"આ હદીસથી લાંબી દુઆ કરવાનો અને મુકર્રર દુઆ (દુઆમાં પુનરાવર્તન)નો તથા દુઆમાં હાથ ઉઠાવવાનો ઈસ્તિહબાબ પ્રતિપાદિત થાય છે." *(શર્હે નવવી)*




ફત્હે મક્કાના બનાવોનો ઉલ્લેખ કર્યા પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું :

**"જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તવાફથી પરવારી ગયા, તો સફા પર્વત પર ચઢયા, અહિંયા સુધી કે જ્યારે આપને બયતુલ્લાહ શરીફ નજરે પડવા લાગ્યું તો આપ બંને હાથ ઉઠાવીને અલ્લાહની હમ્દ (ગુણગાન)**

અને દુઆમાં વ્યસ્ત થઈ ગયા." *(મુસ્લિમ : ૨/૧૦૩)*



હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને સમુરહ (રદિ.) સૂર્યગ્રહણના સિલસિલામાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કાર્યશૈલી બયાન કરતાં કહે છે :

"જ્યારે હું ત્યાં પહોંચ્યો તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બંને હાથ ઉઠાવી દુઆ, તકબીર, હમ્દ અને લા ઈલા–હ ઈલ્લલ્લાહ પઢવામાં મશગૂલ હતા, અહિંયા સુધી કે સૂર્ય ગ્રહણમુક્ત થઈ ગયો *[ફન્તહયૂતુ ઈલયૂહિ વ હુ–વ રાફિઉ યદયૂહિ......]*

*(મુસ્લિમ : ૧/૨૬૯)*



હઝરત અલી (રદિ.)થી મન્કૂલ છે કે વલીદની પત્નીએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાના પતિ પોતાને મારતા હોવાની શિકાયત કરી. રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમને મોકલ્યાં કે જાવ, પોતાના શવહરને કહી દો કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમને આ વાતની મનાઈ કરી રહ્યા છે; પરંતુ આ છતાં તેણે મારઝૂડ બંધ ન કરી, તો અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહની બારગાહમાં હાથ ઉઠાવીને અરજ કરી :

''હે અલ્લાહ ! તું વલીદથી સમજી લે. [*ફ–ર–ફ–અ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ય–દ–હૂ વ કા–લ અલ્લાહુમ્મ અલયૂક બિલ્વલીદ*].

*(અલ અદબુલ મુફરદ : ૫/૬૯, ક્રમાંક ૯૨)*




હઝરત ઉસામહ (રદિ.) કહે છે કે હું અરફાતના મેદાનમાં સવારી પર અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ બેઠેલો હતો. આપે દુઆ માટે બંને હાથ ઉઠાવી દીધા. એ અરસામાં ઊંટણી એક તરફ ઝુકી ગઈ, જેના કારણે લગામ નીચે પડી ગઈ, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક હાથ વડે લગામ ઉઠાવી, જ્યારે કે બીજો હાથ દુઆ માટે ઊઠેલો હતો. *(અબૂ દાઉદ : ૪૦૭)*




હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક લશ્કર રવાના ફરમાવ્યું, જેમાં હઝરત અલી (રદિ.) પણ સમાવિષ્ટ હતા. એમના જવા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાથ ઉઠાવીને દુઆ ફરમાવી :

**''હે અલ્લાહ ! મને ત્યાં સુધી મૌત આપીશ નહિ, જ્યાં સુધી હું અલી (રદિ.)ને જોઈ ન લઉં** [*ર–ફ–અ યદયહિ વ કા–લ અલ્લાહુમ્મ લા તુમિત્ની હત્તા તુરિ–યની અલિય્યન*].

*(તિરમિઝી : ૨/૨૧૫)*




હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જુમ્અહના ખુત્બહમાં મશગૂલ હતા. એ સમય દરમિયાન એક માણસે આવીને અરજ કરી :

"પશુધન હલાક થઈ ગયું, બાળબચ્ચાં હલાક થઈ ગયાં, લોકો હલાક થઈ ગયા; તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ માટે પોતાનાં હાથ ઉઠાવ્યાં અને આપની સાથે લોકોએ પણ પોતાનાં હાથ ઉઠાવ્યાં......" *(બુખારી શરીફ)*

## નમાઝ પછી દુઆમાં હાથ ઉઠાવવાની સાબિતી

અમુક અહાદીસમાં વિશેષ રૂપે, ખુસૂસિયત સાથે ફર્ઝ નમાઝો પછી હાથ ઉઠાવવાનો ઉલ્લેખ પણ જોવા મળે છે. આ સંદર્ભમાં પ્રસ્તુત છે આ પ્રકારની કેટલીક એવી અહાદીસ, જેનાથી ફર્ઝ નમાઝો પછી હાથ ઉઠાવવાની પણ સાબિતી મળે છે.




હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

સલામ ફેરવ્યા પછી કિબ્લા રુખ બેસી દુઆ માટે હાથ ઉઠાવ્યા* અને બારગાહે ખુદાવંદીમાં અરજ કરી : હે અલ્લાહ ! વલીદ ઈબ્ને વલીદ, અયાશ ઈબ્ને રબીઅહ સલમા ઈબ્ને હિશામ અને કમઝોર મુસલમાનોને કાફિરોના હાથથી નજાત આપી દે, જેઓ હિજરત કરવા માટે કોઈ તદબીર (યુક્તિ) અને વાટખર્ચની શક્તિ ધરાવતાં નથી.''* *(તફસીરે ઈબ્ને કસીર, ૧/૮૨૩, નિસાઅ : ૧૦૦)*



હઝરત ફઝ્લ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''(નફલ) નમાઝ બે-બે રકાત છે. પ્રત્યેક બેઉ રકાતોમાં

---

**હદીસના શબ્દો : અન્ન રસૂલલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ-મ ર-ફ-અ ય-દહૂ બઅ્દ મા સલ્લ-મ વ હુ-વ મુસ્તક્બિલલ્ કિબ્લતિ......*

**આ રિવાયત સનદની દષ્ટિએ નિર્મળ, નિર્ભેળ અને નિર્દોષ છે. એના રિવાયતકર્તાઓ ચમકતા સૂર્ય જેવા છે. માત્ર એક રિવાયતકર્તા અલી ઈબ્ને ઝૈદ વિશે યાદશક્તિની દષ્ટિએ મામૂલી કલામ કરાયું છે. ઈમામ બુખારી (રહ.)એ ''અલ અદબુલ મુફરદ''માં અને મુસ્લિમ, તિરમિઝી, અબૂ દાઉદ, નસાઈ અને ઈબ્ને માજહએ એમની હદીસ નકલ કરી છે. ઈબ્ને અદીએ એમનો વિસ્તૃત પરિચય કરાવ્યા પછી લખ્યું છે કે એમની હદીસો સારી છે. મેં બસરા વગેરેના મુહદ્દિસોમાંથી કોઈને પણ એમની હદીસો છોડતાં નિહાળ્યા નથી [લ-અલિય્યુબ્નુ ઝૈદિન અહાદીષુહૂ સાલિહતુન્ વ લમ્ અ-ર મિનલ્ બસ્રિય્યી-ન વ ગયૂરિહિમ્ ઈમ્ત-ન-અ મિનર્રિવાયતિ અન્હૂ...... -અલ કામિલ લિબ્નિ અદી : ૫/૪૦-૧૮૪૫] યાકૂબ ઈબ્ને શબીહનું બયાન છે કે ''ષિ-કતુન્ સાલિહુલ હદીષ'' [વિશ્વાસપાત્ર અને સારી હદીસવાળા છે] અને મુહદ્દિસે અજલી કહે છે : ''યુક્તબુ હદીષુહૂ'' [એમની હદીસ નોંધપાત્ર છે]. (અમલુલ્ યવ્મિ વલ્લયૂલહ : ૩૮-૩૯)*

> તશહ્હુદ પઢે, નમ્રતા અને કાકલૂદી સાથે તથા નાદારી અને ફકીરી સાથે અલ્લાહ તઆલા તરફ ધ્યાનસ્થ થઈને પોતાના બન્ને હાથ એવી રીતે ઉઠાવે કે હથેળી ચહેરા તરફ રહે અને પછી કહે : હે રબ ! હે રબ ! અને જે કોઈ આ પ્રમાણે ન કરે તો તે આવો ને આવો છે.''*
>
> *(તિરમિઝી)*

નમાઝ પછી દુઆમાં હાથ ઉઠાવવાના સંદર્ભમાં આ એક સ્પષ્ટ રિવાયત છે, કારણ કે હદીસવેત્તાઓએ સ્પષ્ટતા કરી દીધી છે કે નમાઝની અંદર તશહહુદ પછી દુઆમાં હાથ ઉઠાવવાની કશી સાબિતી મળતી નથી; બલકે સહાબએ કિરામ (રદિ.) એ સમયે દુઆમાં હાથ ઉઠાવવાની મનાઈ કરતા હતા (જુઓ ક્રમાંક ૧૮), જેથી આ રિવાયત નમાઝ પછી હાથ ઉઠાવીને દુઆ કરવાની સાબિતી ફરાહમ કરે છે. જેમ કે ઈમામ ઈબ્ને ખુઝયમહ (રહ.) ફરમાવે છે :

> ''તશહહુદમાં સલામ પહેલાં બન્ને હાથ ઉઠાવવા નમાઝની સુન્નતોમાંથી નથી. આ કારણે આ હદીસ માર્ગદર્શન આપી રહી છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝની સલામ પછી દુઆમાં હાથ ઉઠાવવાનો હુકમ દીધો છે.''
>
> *(સહીહ ઈબ્ને ખુઝયમહ : ૨/૨૨૧)*

---

**થોડાક શાબ્દિક ફેરફાર સાથે આ પ્રકારની એક રિવાયત પ્રસ્તાવનામાં પણ આવી ચૂકી છે.*




ઈસ્લામોદય કાળમાં નમાઝ પછી દુઆમાં હાથ ઉઠાવવાથી દરેક માણસ માહિતગાર અને જાણકાર હતો. સહાબએ કિરામ (રદિ.) પાંચ સમયની નમાઝોમાં રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આવું કરતા જોતા હતા. તાબિઈનની સામે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબાનો આ અમલ હતો. આ એક આમ અને મશહૂર વાત હતી. એ કારણે એને બયાન કરવાની ઝાઝી જરૂરત મહસૂસ કરવામાં ન આવી હોય, એવું બની શકે છે. છતાં અમુક લોકોએ ગેર સમજને કારણે નમાઝની અંદર દુઆમાં હાથ ઉઠાવવાનું શરૂ કર્યું, તો એની રોકટોક કરતાં અને એની સામે ચેતવણી ઉચ્ચારતાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું :

> "રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝથી ફરાગત પછી જ દુઆ માટે હાથ ઉઠાવ્યા કરતા હતા."* *(તબરાની કૃત "અલ મુઅજમુલ કબીર" : ૧૩/૧૨૯)*

---

*ઈમામ માલિક (રહ.)નું બયાન છે કે મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)ના સુપુત્ર હઝરત આમિરને નમાઝ પછી હાથ ઉઠાવીને દુઆ કરતાં નિહાળ્યા છે. ઈમામ માલિક (રહ.)ને પૂછવામાં આવ્યું કે આપને એમાં કશું વાંધાજનક લાગે છે? તો એમણે ફરમાવ્યું : નહિ. અલબત્ત, બહુ ઊંચા ન કરે.......જાહેર છે કે હઝરત આમિર (રહ.)નો આ અમલ પોતાના વાલિદથી નકલ થયેલી મજકૂર રિવાયતની બુનિયાદ પર છે.*

*(હાશિયહ અર્રહૂની : ૧/૪૦૯)*

# નિચોડ

ઉપરોક્ત રિવાયતોથી દુઆમાં હાથ ઉઠાવવાની મહત્ત્વતા અને અગત્ય પુરવાર થાય છે, કારણ કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામાન્યપણે હાથ ઉઠાવીને દુઆ ફરમાવ્યા કરતા હતા; બલકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆમાં હાથ ઉઠાવવાનો એટલો બધો ઈહ્તિમામ કે પ્રબંધ ફરમાવતા હતા કે મિમ્બર પર ખુત્બો આપી રહ્યા છે, એ સમયગાળા દરમિયાન દુઆની દરખ્વાસ્ત આવે છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહની બારગાહમાં બન્ને હાથ દુઆ માટે ફેલાવી દે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊંટણી પર સવાર છે અને એક હાથમાં લગામ છે, તો બીજો હાથ દુઆમાં મશગૂલ છે ! આપનાં હાથ એટલી વાર સુધી ઉઠાવેલાં રહે છે કે હઝરત આઈશા (રદિ.) દયા કરવા માંડે છે !

તદુપરાંત, અગાઉ ટાંકેલી અમુક અહાદીસમાં તો વિશેષરૂપે ફર્ઝ નમાઝો પછી દુઆ માટે હાથ ઉઠાવવાનો ખાસ ઉલ્લેખ પણ જોવા મળે છે.

આ સઘળી રિવાયતોની રોશનીમાં એવું સહેજે કલ્પી અને કહી શકાય છે કે ફર્ઝ નમાઝો પછી હાથ ઉઠાવીને દુઆ કરવું સાબિત અને મુસ્તહબ છે, એમાં શંકાને લવલેશ અવકાશ નથી અને નથી જ. પૂર્વજ બુઝુર્ગોનો આ મામૂલ રહ્યો છે, કારણ કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ તરીકો

સાબિત છે, સહાબએ કિરામ (રદિ.)નો અમલ પણ આ જ પ્રમાણે હતો. આ તરીકો તસલસુલ સાથે (અવિચ્છેદપણે અને પરંપરાગત રીતે) એક પેઢીથી બીજી પેઢી સુધી મુન્તકિલ થતો રહ્યો છે. ગેર મુકલ્લિદ ધુરંધરો અને આલિમો પણ આ તરીકાને અનુસરતા હતા. જેમકે અલ્લામહ અબ્દુર્રહમાન મુબારકપૂરી*, મવલાના સય્યિદ નઝીર હુસૈન*, મવલાના સનાઉલ્લાહ અમૃતસરી✦, નવાબ સિદ્દીક હસન કનોજી● વગેરે ગેર મુકલ્લિદ આલિમો પણ નમાઝ પછી હાથ ઉઠાવીને દુઆ માંગવાના મતવાદી હતા.



* તુહફતુલ અહવઝી : ૧/૨૪૫. * ફતાવા નઝીરિય્યહ : ૨/૨૬૫. ✦ ફતાવા ષનાઈય્યહ : ૨/૩૨૮. ●તુઝુલુલ અબરાર : ૩૬.

## ✦ પરિશિષ્ટ – ૨ ✦

## એક શંકાનું સમાધાન

ઉક્ત વિશદ ચર્ચાથી પ્રતિપાદિત થઈ જાય છે કે નમાઝો પછી હાથ ઉઠાવીને દુઆ કરવી બેહતર અને મુસ્તહબ છે; પરંતુ બુખારી શરીફ અને મુસ્લિમ શરીફની એક રિવાયતથી શંકા અને મૂંઝવણ ઉપસ્થિત થઈ શકે છે કે સામાન્યતઃ દુઆઓમાં અને વિશેષતઃ નમાઝ પછી હાથ ઉઠાવવું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત નથી. તે રિવાયત આ પ્રમાણે છે :

> "રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈસ્તિસ્કા (પાણી માંગવાની નમાઝ) સિવાય પોતાની કોઈ દુઆમાં પણ હાથ ઉઠાવ્યા કરતા ન હતા અને ઈસ્તિસ્કામાં હાથ એટલાં બધાં ઊંચા કરતા હતા કે બગલની સફેદી નજરે પડતી હતી." *(બુખારી : ૧/૧૪૦, મુસ્લિમ : ૧/૨૯૩)*

આ રિવાયતથી જાણવા મળે છે કે ઈસ્તિસ્કા સિવાય બીજા

કોઈ પ્રસંગે દુઆમાં હાથ ઉઠાવવાની સાબિતી મળતી નથી; પરંતુ આ વાંધોવચકો અને આ દલીલ હદીસના અધૂરા અભ્યાસ તથા છીછરા જ્ઞાનને આભારી છે, કારણ કે આ જ ક્ષમતાની, આ જ કક્ષાની અને આ જ દરજ્જાની બીજી અનેક સહીહ રિવાયતોથી ઈસ્તિસ્કા સિવાય બીજા અનેક પ્રસંગોએ હાથ ઉઠાવીને દુઆ કરવાનું હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત છે. સંખ્યાબંધ હદીસો આ વાતની સબળ સાક્ષી પૂરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆઓમાં હાથ ઉઠાવવાની પ્રેરણા આપી છે અને પોતે પણ હાથ ઉઠાવ્યા છે. જેમ કે, આ પૂર્વે વિગતે વર્ણન થઈ ચૂક્યું છે.

પૂર્વજ બુઝુર્ગો આ વિષય પર અનેક આગવી કિતાબો લખી ચૂક્યા છે, જેમાં હાફિઝ જલાલુદ્દીન સિયૂતી (રહ.)ની કિતાબ "રફઝુલ્ વિઆઈ ફી અહાદીષિ રફ્ઈલ્ યદયૂનિ ફિદુઆઈ" ખાસ ઉલ્લેખનીય છે. મશહૂર હાફિઝે હદીસ ઈમામ ઝકિય્યુદીન અબ્દુલ અઝીમ મુન્ઝિરી (રહ.)એ આ વિષય પર લખેલી કિતાબમાંથી ઈમામ નવવી (રહ.)એ "કિતાબુલ અઝ્કાર"માં અને " શર્હુલ મુહઝ્ઝબ"માં હદીસો નકલ કરેલી છે.

હાફિઝ જલાલુદ્દીન સિયૂતી (રહ.)એ તો "તદરીબુર્રાવી શર્હુ તકરીબિન્નવાવી"માં આ વાતનું વિવરણ કર્યું છે કે દુઆમાં હાથ ઉઠાવવાની હદીસો રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી તવાતુરે મઅનવી રૂપે મન્કૂલ છે. જેમ કે, આપ "મબ્હષુલ મુતવાતિર"માં ફરમાવે છે :

"મુતવાતિરનું એક સ્વરૂપ આ છે કે એનો અર્થ મુતવાતિર હોય. જેમ કે તે અહાદીસ, જેમાં દુઆની અંદર હાથ ઉઠાવવાનો ઉલ્લેખ જોવા મળે છે. આ મસ્અલામાં લગભગ ૧૦૦ હદીસો આવેલી છે, જેમાં દુઆની અંદર હાથ ઉઠાવવાનું વર્ણન છે; પરંતુ એમનો સંબંધ વિભિન્ન સ્થળો અને વિવિધ મસાઈલથી છે. ભલે, દરેક મસ્અલહ મુતવાતિર નથી; પરંતુ સમગ્ર રીતે જોતાં દુઆ વખતે હાથ ઉઠાવવું નિશ્ચિતપણે મુતવાતિર છે."

સ્પષ્ટ છે કે આ મુતવાતિર હઝરત અનસ (રદિ.)થી મન્કૂલ 'ખબરે વાહિદ' પર મુકદ્દમ (અગ્ર સ્થાને) છે. આ કારણે જમ્હૂર હદીસવિદોના મતાનુસાર મુતવાતિરને જ અગ્રિમતા કે સરસાઈ પ્રાપ્ત થશે.

હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી તો માત્ર આટલું જ જાણવા મળે છે કે એમણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઈસ્તિસ્કા સિવાય બીજા કોઈ પ્રસંગે હાથ ઉઠાવતાં જોયા નથી અથવા એમને આ વાતની જાણ થઈ શકી નથી; પરંતુ એનાથી એવું ક્યાં લાઝિમ આવે છે કે બીજા કોઈએ પણ જોયા નથી અને બીજાઓને પણ આ વાત જાણવા મળી નથી ?

ઈમામ નવવી (રહ.) "શર્હે નવવી"માં ફરમાવે છે :

"હઝરત અનસ (રદિ.)ની હદીસથી જાહેરી રીતે એવો વહેમ થાય છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈસ્તિસ્કા સિવાય દુઆમાં કદી હાથ ઉઠાવ્યાં

નથી; પરંતુ હકીકત આ પ્રમાણે નથી; બલકે આપ (સલ.)થી દુઆમાં હાથ ઉઠાવવાની સાબિતી ઈસ્તિસ્કા સિવાય બીજાં એટલાં બધાં પ્રસંગોએ જોવા-જાણવા મળે છે કે એની ગણતરી મુશ્કેલ છે. આ વિષય પર મેં બુખારી શરીફ અને મુસ્લિમ શરીફથી લગભગ ત્રીસ (૩૦) હદીસો એકત્ર કરી છે, જે પૈકી અમુક તો બન્ને કિતાબોમાં (વર્ણવાયેલી) છે અને અમુક એ બન્ને પૈકી કોઈ એક કિતાબમાં છે. આ અહાદીસને મેં ''શર્હુલ મુહઝ્ઝબ''ના ''અબ્વાબુ સિફતિસ્સલાહ''ના અંતભાગમાં વર્ણવી છે.''

અહાદીસમાં ઉદ્‌ભવેલા આ વિરોધાભાસમાં સમાધાન સાધતાં ઈમામ નવવી (રહ.) ફરમાવે છે :

''આ હદીસનો ભાવાર્થ આ છે કે આપે (સલ.) ઈસ્તિસ્કા સિવાય બીજા કોઈ પ્રસંગે એટલા વધુ ઊંચે હાથ ઉઠાવ્યાં નથી કે આપની બગલની સફેદી જાહેર થઈ જવા પામે અથવા એનો એક મતલબ આ પણ તારવી શકાય છે કે રિવાયતકર્તાએ બીજા કોઈ પ્રસંગે (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને) હાથ ઉઠાવતાં જોયા નથી, જ્યારે બીજા સહાબએ કિરામ (રદિ.)એ હાથ ઉઠાવતાં જોયા છે—અને જાહેર છે કે જે લોકો અનેક, અગણિત પ્રસંગોએ

હાથ ઉઠાવવાની સાબિતી આપી રહ્યા છે, એમની રિવાયતોને તે એક વ્યક્તિ (હઝ. અનસ રદિ.)ની રિવાયત પર સરસાઈ કે અગ્રિમતા પ્રાપ્ત થશે, જે એ પ્રસંગોએ હાજર ન હતા."

બીજા અનેક ફુકહાએ કિરામ અને મુહદ્દિષીને ઈઝામ (રહ.)એ પણ, હઝરત ઈમામ નવવી (રહ.)ની સ્પષ્ટતા અનુસાર, આ જ કારણ તારવ્યું છે કે હઝરત અનસ (રદિ.)નો હેતુ આ મુદ્દો સ્પષ્ટ કરવાનો છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆ વખતે હાથ ઉઠાવવામાં માત્ર ઈસ્તિસ્કામાં જ અતિરેક (મુબાલગહ) ફરમાવ્યા કરતા હતા અને એટલી હદે અતિરેક ફરમાવતા કે આપની બગલની સફેદી નજરે પડવા લાગતી. જેમ કે, હદીસના અંતિમ ટુકડાથી સ્પષ્ટ થઈ રહ્યું છે. *(જુઓ, ફત્હુલ બારી : ૨/૫૧૭, ઈર્શાદુસ્સારી : ૨/૨૫૧)*

સારાંશ કે મુતવાતિર રિવાયતોથી અને ઉલમાએ કિરામના સર્વાનુમતથી દુઆઓમાં હાથ ઉઠાવવાનું સાબિત અને મુસ્તહબ છે. એમાં એવી કોઈ વિશેષતા નથી કે ફર્ઝ નમાઝો પછી તો હાથ ઉઠાવવાનું મમ્નૂઅ (નિષિદ્ધ) હોય અને બીજાં પ્રસંગોએ હાથ ઉઠાવવાનું મશ્રૂઅ (શાસ્ત્રોક્ત યા જાઈઝ) હોય.

**સમાપ્ત**



# સંદર્ભ - સૂચિ


(૧) **મઆરિફુલ હદીષ**

–હઝ. મવ. મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ.)

(૨) **"અનવારુલ ઉલૂમ"** ઉર્દૂ માસિક, આ'ઝમગઢ

(જૂન – જુલાઈ : ૧૯૯૯)

(૩) **ફઝાઈલે દુઆ**

–હઝ. મવ. મુહમ્મદ આશિક ઈલાહી બુલંદશહરી સા. (મ.ઝિ.)

(૪) **અમલુલ્ યવ્મિ વલ્લય્લહ (નબવી લય્લો-નહાર)**

–ઈમામ અહમદ ઈબ્ને શુઐબ નસાઈ (રહ.)

(૫) **પુરનૂર દુઆએઁ**

–હઝ. મવ. મુફતી જસ્ટિસ મુહમ્મદ તકી ઉસ્માની સા. (મ.ઝિ.)

(૬) **મસ્નૂન વ મક્બૂલ દુઆએઁ**

–હઝ. મવ. મુ. આશિક ઈલાહી બુલંદશહરી સા. (મ.ઝિ.)

(૭) **કિતાબુદ્દુઆ**

–મવ. મુખ્તાર અહમદ નદવી સા.

(૮) **તુહતફતુદ્દુઆ**

–જનાબ શબ્બીર અહમદ શૈખ "રાઝ" ઐયૂબી સા.

(૯) **હિસ્ને હસીન**

–ઈમામ મુહમ્મદ ઈબ્ને મુહમ્મદ જઝરી (રહ.)


